# સંન્યાસિની

અનુવાદક :
**રમણલાલ સોની**

શ્રીકાન્ત ભા. ૧-૨-૩-૪, શેષપ્રશ્ન, વિપ્રદાસ, સાવકી મા, કાશીનાથ, વિવાહિતા, ચાંદમુખ, શ્રીમતી સીતા, શરદવાણી, શરદવંદના, બાતાસી, ગુપ્તધન, પ્રભાતકિરણો, નગરલક્ષ્મી, અભિશાપ, સ્નેહગંગા, સાથીદાર, મેઘધનુષ, લાલ પડછાયા વગેરેના અનુવાદક.



સોલ એજન્ટ
ધી સંદેશ લિમિટેડ
સારંગપુર, અમદાવાદ.

રૂ. ૩-૪-૦
સવાત્રણ રૂપિયા



આ ગ્રંથ નવીન બંગાળી લેખક શ્રી સુમથનાથ ઘોષકૃત 'સુદ્દૂરેર પિયાસી'નો અનુવાદ છે. મૂળ ગ્રંથ વિષે હું કંઈ કહું તે કરતાં સુપ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર શ્રી વિભૂતિભૂષણ બંદોપાધ્યાય મહાશયનો અભિપ્રાય નીચે ઉતારું છું "હિંદનાં કેટલાંક તીર્થ-સ્થાનોની પટભૂમિકા પર આ ગ્રંથના લેખકે કલાકારની શુદ્ધ ભાવના દ્વારા કલાની સૃષ્ટિ રચી છે. સ્વાભાવિક રીતે જ વાચકના મનમાં ગ્રંથ પૂરો કરવાનું કુતૂહલ જાગી ઊઠે છે. લેખકનું કૌશલ એવું છે કે નાયિકા સંન્યાસિનીનું ચિત્ર એકદમ આંખ આગળ સજીવ બની જાય છે. કુશળ લેખકના બે દુર્લભ ગુણ—આંતર્દૃષ્ટિ અને વ્યાપક સહાનુભૂતિ—એ આ લેખકમાં છે જ શંકા નથી. ગ્રંથની સરસતા એ એની સાબિતી છે."

Published by Ramanlal P. Soni, for Sharad Karyalay, Modasa. Printed by Manilal C. Shah, the Navprabhat Printing Press, Gheekanta Road, Ahmedabad, Reprint 1946.

# બે બોલ

**'સંદેશ ગ્રંથમાળા'**નું ચોથા વર્ષનું આ બીજું પુસ્તક, અમારા વાચકોના કરકમળમાં રજૂ કરતાં આનંદ થાય છે.

**'સંન્યાસિની'** એ બંગાળી લેખક **શ્રી. સુમથનાથ ઘોષ** કૃત 'સુદૂરેર પિયાસી'નો અનુવાદ છે. આ નવલકથામાંનું 'સંન્યાસિની'નું ચિત્ર જાણે સજીવ હોય એમ આપણને લાગે છે અને એ લેખકની કુશળતા અને સફળતાની પ્રતીતિ કરાવે છે.

આ બંગાળી નવલકથાનો અનુવાદ ગુજરાતના જાણીતા યુવાન લેખક **શ્રી. રમણલાલ સોની**એ કર્યો છે. તેમની આ કૃતિને વાચકો આવકારશે એમ હું ઈચ્છું છું.

'સંદેશ ગ્રંથમાળા'નાં અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલાં પ્રકાશનોને ગુણજ્ઞ ગુજરાતે ખૂબ જ પ્રેમથી આવકાર્યાં છે અને એ માટે હું જનતાનો આભારી છું. 'સંદેશ ગ્રંથમાળા' કિંમતમાં સસ્તું ને વાચનમાં શ્રેષ્ઠ સાહિત્ય આપે છે એ અત્યાર સુધીમાં આપવામાં આવેલાં પુસ્તકો પરથી જોઈ શકાશે. 'સંદેશ ગ્રંથમાળા'નો લાભ લેવા જનતાને મારી વિનંતિ છે.

**સંદેશ લિમિટેડ**
સારંગપુર
**અમદાવાદ.**

**નંદલાલ ચુનીલાલ બોડીવાળા**
મેનેજિંગ ડિરેક્ટર
**"ધી સંદેશ લિમિટેડ"**

: ૧ :

**મા,** પડોશણ બામણી માસી, અને બઉદિદિને લઇને મારો મિત્ર જાત્રાએ નીકળવાનો હતો. મા અને માસી વૃદ્ધ હતાં, ઉંમર લગભગ સાઠની આસપાસ હશે. માત્ર બઉદિદિ નાની વયની, તરુણી હતી. સોબતી તરીકે ત્રણે એકમેકથી જુદાં હતાં, કારણકે માનું શરીર કંઇક ભારે હતું, વાનો રોગ હતો. અને માસીમાનું શરીર ઉંમરના પ્રમાણમાં ભલે મજબૂત હોય, પણ મેલેરિયાની સાથે એને પાકી દોસ્તી હતી.

આ તીર્થ બંગાળના એક એકાંત ગામડામાં છે—કોણ જાણે ત્યાંનાં હવા પાણી કેવાં હશે, દાકતર વૈદ વખતે મળે કે ન મળે!

તેથી મારા મિત્રને એકલા જતાં કંઇ કંઈ થઇ જતું હતું. જો કે તીર્થયાત્રી તરીકે તેમની ખ્યાતિ સારી છે,—ઘણી વખત ઘણાં દુર્ગમ તીર્થોમાં, ડોશીઓ, યુવતીઓ અને છોકરા છોકરીઓને લઈને જઇ આવ્યા છે, અને તેમને સૌને અખંડ શરીરે સાજાંતાજાં પાછાં ઘરભેગાં યે કર્યાં છે. તેમ છતાં, આ વખતે તેમની હિંમત ચાલી નહિ.

એટલે, મને હાકલ થઈ.

તેથી તે દિવસે સવારે ઓચિંતાના મિત્રે આવીને કહ્યું : 'અમે આજે ચંદ્રનાથ જઈએ છીએ—તું પણ ચાલને અમારી સાથે !'

ચંદ્રનાથ ! એ નામ સાંભળીને મન એકદમ કૂદવા લાગ્યું. પરંતુ સાથે સાથે એક દીર્ઘ નિઃશ્વાસ દાબી દઈ મેં કહ્યું : 'ભલે.'

દશ વરસ પહેલાં મારા પિતા ચંદ્રનાથ ગયા હતા, અને એ જ એમની છેલ્લી તીર્થજાત્રા હતી ! એ મને યાદ આવ્યું. તેથી, જે તીર્થની સાથે મારા પિતાની છેલ્લી સ્મૃતિ જડાયેલી હતી, તેને એક વખત નજરોનજર જોવા સારૂ મારું અંતર વ્યાકુળ બની ગયું.

મેટ્રિકની પરીક્ષા પાસ કરી, તે વખતે હું ઘણા દિવસથી બેકાર બેઠો હતો, અને મારા કાકાને માથે પડયો હતો.

કહેવાની જરૂર નથી કે સંસારમાં બાંધી રાખે એવું મારે કોઈ બંધન નહોતું. વળી સ્નેહ દ્વારા, પ્રેમ દ્વારા, માણસના મન ઉપર અધિકાર જમાવે, અને જેને છોડીને જતાં, પળભર પણ આંખો ભરાઈ આવે, અથવા ચાલવાનું કરતાં પગ ઘડીભર પાછો પડે એવું પણ મારે કોઈ નહોતું.

તેથી હું તે દિવસે એક શબ્દમાં મિત્રની સાથે ફરવા નીકળી પડયો.

પ્રભાતના કુમળા પ્રકાશમાં ઝાડપાન ઝગમગી ઊઠયાં હતાં. તેમણે જાણે હસોદપીને, હાથ હલાવી હલાવી અમને વિદાય આપી. દૂરનાં ગામડાં, નાનાં નાનાં ઝૂંપડાં, હરિયાળાં ખેતરો, વાંસનાં ઝાડ,

શેવાળ અને પાંદડાંથી ઢંકાયેલાં તળાવ, વાંસનો પુલ, બધું જાણે વિસ્મયથી મોં ફાડી અમારી સામે જોઈ રહ્યું હતું.

લોઢાની સાથે લોઢું ઘસતી, ભયંકર અવાજથી શાંત સમયને ચીરતી, નિઃસ્તબ્ધ ગામડાંને ચકિત કરતી કરતી અમારી રેલગાડી દોડતી જતી હતી.

પાટાની બે તરફ એકસરખું દશ્ય હતું! જાણે આંખો ઉપર કોઈ બે લીલી લીટીઓ ખેંચતું ભાગી રહ્યું હતું!

અમે ત્રીજા વર્ગના મુસાફરો હતા, વળી મેળાને લીધે અસહ્ય ભીડ હતી! બાપરે, જીવ તાળવે ચડી જાય છે! હવે નથી ખમાતું! મન થાકી જાય છે! શરીર દુઃખથી તૂટું તૂટું થાય છે!

ઘડીએ ઘડીએ હું ઘડિયાળ જોયા કરતો હતો.

બપોર લગભગ ગાડી ગોયાલંદ સ્ટેશને જઈને ઊભી. અમે ત્યાં ઊતર્યાં.

આ આટલું આવ્યા, એટલામાં દોઢસો માઈલ થઈ ગયા! અને આ કઈ જાતનું સ્ટેશન! નથી કંઈ ઓફિસ કે નથી પાકો પ્લેટફોર્મ! માત્ર ધરતી ઉપર થુએરની વાડવાળાં બે ઝૂંપડાં છે.

જે હોય તે ખરું. ત્યાંથી કુલીના માથા પર સરસામાન ચડાવી અમે સ્ટીમર પર ચડયાં.

આવડી મોટી સ્ટીમર આ પહેલાં મેં કદી જોઈ નહોતી. કેટલાં માણસો! જાણે ત્યાં મેળો ભરાયો હતો! ઉપર નીચે જ્યાં જાઉં ત્યાં

કેવળ મુસાફરો! અસંખ્ય મુસાફરો! અનેક દેશથી આવેલા! કોઇ આઠ કલાક પહેલાં, તો કોઇ આગલા દિવસની રાતે, આવેલાં છે; કોઇ બે દિવસનો રસ્તો કાપીને આવ્યાં છે. તેથી જેને જ્યાં જગા મળી ત્યાં સૂઇને, બેસીને કે ઊભા રહીને સૌએ પોતપોતાની જગા કરી લીધી છે. ચાલવાની જગા નથી, સીડી પર જગા નથી, ઓસરીમાં જગા નથી. અને છતાં અમે પાંચ જીવ હતા. જવું ક્યાં? અને જો આ સ્ટીમર ખોઈ બેસીએ તો કાલે અત્યારે બીજી સ્ટીમર મળે! અમારી સાથે બિસ્તરા, પેટીપટારા વગેરે સામાન પણ ઘણો હતો.

બીજો કોઈ ઉપાય ન જડવાથી, છેવટે મેં મજૂરને સારી બક્ષિસની લાલચ દેખાડી. પછી તે ધક્કાધક્કી કરી, લોકોનો સરસામાન ખસેડતો કરતો, અમને ઉપર લઇ ગયો અને બબરચીખાનાની પાસે એણે અમને જરા જગા કરી આપી. જેમ તેમ કરી બિસ્તરો નાખી સાંકડમાંકડ કરી અમે પાંચે જણાં જઇને ત્યાં બેસી પડયાં.

જામાનાં બટન ખોલી જરા હાશ કરી બેસું છું, એવામાં મારા મિત્રની માએ 'ઓ મા!' કરી એકદમ બિસ્તરાનો એક ખૂણો વાળી લીધો.

જોયું તો અમારા બિસ્તરાને અડીને પોતાનો બિસ્તરો પાથરી લુંગીવાળો એક દાઢીયાળો સૂતેલો હતો. આવી બધી બાબતમાં માની આંખો બહુ તેજ છે!

'ઓ મા! તું આ ક્યાં લઇ આવ્યો!'

આમ કહી એકદમ મોં બગાડી તેમણે નાકે છેડો દાબ્યો.

બબરચીખાનાની વિધર્મી ગંધથી ચારે દિશાઓ સુગંધિત બની ગઇ હતી. સવારનો ભૂખ્યો હતો એટલે એ ગંધ નાકમાં જતાં જ રસના સરસ બની ગઇ.

થોડીવાર પછી પાવો વાગ્યો, ને સ્ટીમર ઊપડી.

બપોરના ખરા તાપમાં સાગરનાં મોજાં ઝળહળતાં હતાં! જોતજોતામાં અમારી સ્ટીમર ઘણે દૂર નીકળી ગઇ. અમે એકદમ મધદરિયે જઇ પડયાં! પાણી જ પાણી—ચારેકોર માત્ર પાણી—સ્વચ્છ આસમાની પાણી અસંખ્ય તરંગો દ્વારા આંગળીઓ કરી અમને બોલાવવા લાગ્યું. માત્ર દૂર—ખૂબ જ દૂર એકબે ઝાડની ટોચો, અને ઘરોનાં છાપરાં ગામનો આભાસ આપતાં હતાં. તેઓ જાણે લજ્જાળુ વહુની પેઠે ઘુમટામાંથી ડોકિયું કરી, વળી પાછાં ઘુંઘટમાં મોં છુપાવી દેતાં હતાં!

પછી જમીન અદૃશ્ય થઇ ગઇ! એની શ્યામશ્રી કોણ જાણે ક્યાં જતી રહી! હવે કશું દેખાતું નહોતું, મન શી ખબર કેવું યે થઇ જતું હતું!

વળી થોડીવાર પછી મન કૂદી ઊઠે છે—અરે, આ તો—જમીન!

ઓચિંતાનું એક બાઠું દેખાય છે—જાણે મગરની પેઠે પાણીની બહાર પીઠ રાખી તડકો ખાઈ રહ્યું છે. એની ઉપર નાનાં નાનાં છાપરાં છે, ઝાડવાં છે, માછીમારોની ઝાળ છે, એકાદ બે નાની હોડીઓ છે—જાણે ચિત્ર જેવું દેખાય છે.

સ્ટીમર વહી રહી છે.

સૂરજ પશ્ચિમમાં ઢળી પડયો. અમે એકદમ પદ્માની છાતી પર આવી પડયાં હતાં. ક્ષિતિજમાં આકાશની સાથે પાણીનો સંગમ થતો

દેખાતો હતો ! જાણે અનંતની સાથે અનંતનું પ્રેમાલિંગન થઈ રહ્યું હોય એવું લાગતું હતું ! કેવું અદ્ભુત દશ્ય ! કેવી અપૂર્વ શોભા ! આંખો ઠરી ગઈ, મન ભરાઈ ગયું !

મિત્રના મોં સામે નજર કરી જોયું તો એ જાણે આંખો વડે એ અપૂર્વ રૂપમાધુરીને પી રહ્યો હતો. બઉદિના મોં સામે જોયું તો ત્યાં પણ કોઈ સ્વપ્નનું ચિત્ર રમી રહ્યું હતું !

માસીમા તે વખતે પાન બનાવી રહ્યાં હતાં અને માની સાથે વાત કરતાં હતાં. તેમને જરા ઘાંટો પાડીને બોલવાની ટેવ હતી, અને બોલતી વખતે તેઓ તેમનો કંઠસ્વર, હાથ, મોં, આંખો વગેરે એવાં કરતાં કે જાણે અભિનય કરતાં હોય તેમ લાગે.

માસીમા તે વખતે પોતાની પડોશણની છોકરીની વાત કરતાં હતાં—' છોકરી એવી વીલી છે કે કોઇ પુરુષને જોયો કે એની ઉપર જઇ પડવાની.'

મારા મિત્રે તેમને બૂમ મારીને કહ્યું : ' જુઓ જુઓ, આ જુઓ, કેવો સુંદર દેખાવ છે ! ચાલોને જરા બહાર જઈને ઊભા રહીએ !'

માસીમાએ ગળામાંથી એક અદ્ભુત અવાજ કાઢી કહ્યું : ' ના, બાબા, કમરના દુખાવાથી મરું છું, કોણ ઊભું થાય ?'

માની દશા પણ એવી જ હતી. તેઓ તે વખતે બેય પગ લાંબા કરી, લહેરથી પથારીમાં પડયાં હતાં. એટલે કોઇ ઊઠયું નહિ, અને ફરી પોતાની જ વાતોમાં મશગૂલ બની ગયું.

હું, મારો મિત્ર અને બઉદિદિ—ત્રણે ઊઠીને ફર્સ્ટ ક્લાસની ઓસરી પર આવી ઊભાં. કોઇ કંઇ બોલતું નહોતું—અમે જાણે કોઇ

સૌન્દર્યના અંતરમાં, રૂપના અતલ ઊંડાણુમાં ડૂબી ગયાં હતાં. અમે જાણે કોઈ અનંત નીલ શૂન્યમાં થઈને માર્ગ ભૂલેલા પંખીની પેઠે તણાઈ રહ્યાં હતાં. ક્યાંયે કોઈ જગા ખાલી નહોતી. આ પદ્મા! રૂપાળી પદ્મા! વિનાશકારી પદ્મા! મારું મન વિસ્મય અને આનંદથી સ્તબ્ધ બની ગયું!

અમે જોતા રહ્યા, અને અમારી આંખો આગળ આકાશને છેલ્લું ચુંબન કરી સૂરજ આથમી ગયો. તેથી, મને લાગે છે કે આકાશના ગાલ લજ્જાથી લાલ બની ગયા. સંધ્યા આવી આકાશમાં તારાઓનાં ફૂલ વેરતી, આખી દુનિયાને ઉંઘાડતી, અને સૌને પોતાના કાળા પાલવમાં છુપાવી રાખતી. અમારી આંખો આગળ જાણે એક અભેદ્ય અને અખંડ મણીમય પડદો આવી પડયો!

અમે કયાં જઈ રહ્યાં છીએ? દિશાઓનું જયાં નામોનિશાન નથી એવા અંધકારના સામ્રાજ્યમાં, કે કોઇ સનાતન અંધ અંતઃપુરમાં? સ્ટીમર ભયથી ચીસ પાડી ઊઠી. પણ એ રૂદન કોઇએ સાંભળ્યું નહિ. માત્ર અંધકારની છાતીમાં તે અમળાઈ અમળાઈ શમી ગયું—દૂરદૂરની કોઇ નીરવતામાં.

થોડીવાર પછી સ્ટીમર આવીને ચાંદપુર ઘાટે ઊભી રહી. મુસાફરો ચંચળ બની ગયા. અહીંથી આસામ બંગાળ રેલવેની નાની ગાડીમાં બેસીએ ત્યારે ચંદ્રનાથ ધામ જવાય છે.

વળી પાછી રેલગાડી, વળી પાછી ભીડ! વળી પાછો સ્ત્રીપુરૂષોનો કોલાહલ સાંભળતાં સાંભળતાં, એક પછી એક અંધકારને ચીરતી અમારી ગાડી દોડવા લાગી.

સવાર થતાં ગાડી સીતાકુંડ સ્ટેશને આવી પહોંચી! જાત્રાળુઓ

બૂમ પાડી ઊઠયા : 'જય બાબા ચંદ્રનાથ !'

મા અને માસીમાએ કપાળે હાથ દઈ નમસ્કાર કર્યા !

કેવી સુંદર જગા ! એક તરફ ઊંચો પહાડ અને બીજી તરફ સમથલ ભૂમિ, અને એ ભૂમિ પર ઝાડપાલો, વાડીઓ, તળાવો, અને નાનાં નાનાં અસંખ્ય છાપરાં. મોટે ભાગે માટીની દિવાલો ને ઘાસથી છાયેલાં છાપરાં હતાં, કોઈ કોઇ બે માળનાં હતાં, અને ઉપર પતરાંનાં છાપરાંવાળાં પણ હતાં. પાકું મકાન કોઈ નહોતું એમ કહીએ તો ચાલે. માત્ર સ્ટેશનની સામે રસ્તા પર, એક નાનકડા એક માળના ઘર સિવાય બીજું કોઇ ઈંટ ચૂનાનું મકાન અમારી નજરે પડયું નહિ. શહેરમાંથી આવેલા એટલે આ દશ્ય બહુ અદ્દભુત લાગ્યું !

પરંતુ અમે આ કયાં આવી પડયા ! માણસોનો જાણે મહેરામણ ઊભરાયો હતો ! નાખી નજર પહોંચે ત્યાં સુધી માત્ર સ્ત્રી પુરુષોનાં માથાં જ દેખાતાં હતાં. મન હાંરી ગયું. મોટા ભાગના માણસો અભણ હતા,—જેવો એમનો પોશાક હતો, તેવો એમનો ચહેરો હતો. અને સૌથી વધારે નવાઇ પમાડે તેવી તો એમની ભાષા હતી ! અમે તેનો એક અક્ષરે સમજી શકતા નહોતા. એવી અદ્દભુત બોલી હતી !

હવે જવું કયાં ? ખબર મળ્યા કે એક પણ ઘરમાં જગા ખાલી નથી. બે કલાક લગી આખા ગામમાં ફર્યા, પણ કયાંય પણ કોઈ જગા મળી નહિ.

શિવરાત્રિનો ચંદ્રનાથનો મેળો આ તરફ બહુ પ્રખ્યાત હતો. ત્રણ લાખ જાત્રાળુઓ આ વખતે આવ્યા હતા એવું સાંભળ્યું. વાત સાચી હશે, કારણ કે સ્ટેશન પર, રસ્તાની બેય બાજુ, અને ઘરોના ખૂણેખાંચરે કયાંય એક તલપૂર પણ જગા ખાલી નહોતી. જેવો તેવો ચૂલો ચેતાવી સૌએ ભાત ચડવા મૂકી દીધો હતો, અને એની પાસે

ગાંસડાં પોટલાં મૂકી, લૂગડું પાથરી સૌ બેસી ગયું હતું. એઠાં પતરાળાં, છાંડેલાં ધાન તરકારી અને વિષ્ટાથી બધી જગા જાણે નરક જેવી બની ગઈ હતી.

મિત્રની માનો કોયડો મુશ્કેલ હતો ! તેઓ આચાર વિચારમાં અતિ ચૂસ્ત હતાં. તેથી જેમ તેમ કરી, નાકે છેડો દાબી, સ્પર્શદોષથી બચતાં બચતાં તેઓ અમારી પાછળ પાછળ ચાલતાં હતાં. માસીમા પણ કુલીન બ્રાહ્મણની દીકરી હતાં. સદાચારી વિધવા, પરંતુ તીર્થ-સ્થળોમાં બધા દોષ ભૂલી જઈ તેઓ અમારી સાથે સાથે ચાલતાં હતાં. એમનું મન બિલકુલ સંસ્કારમુક્ત હતું !

ક્યાંયે કોઈ જગા ન મળવાથી, છેવટે એક પંડાને મેં કંઈક વધારે રૂપિયા બક્ષિસ આપવાની લાલચ આપી. એટલે તેણે પોતાની સૂવાની ખાટ અમને કાઢી આપી, બૈરી છોકરાંને લઈ પોતે એ જ ઘરમાં નીચે સૂઈ ગયો.

આવી રીતે અમને એક આશ્રય મળી ગયો.

થોડો વખત આરામ લઈ સ્નાન વગેરેથી પરવાર્યા પછી માસીમા રાંધવાનો સરસામાન લઈ ત્યાં ગયાં. અજવાળામાંથી એકદમ અંધારામાં જવાનું થાય તો પહેલાં તો આંખે કશું સૂઝતું નથી, તેથી થોડીવાર પછી તેઓ ચમકી પડયાં. ત્યાં કામળો ઓઢીને એક સંન્યાસી અને સંન્યાસિની સૂતેલાં પડયાં હતાં !

સંન્યાસી સંન્યાસિનીની વય એટલી સુકુમાર હતી કે આવડી વયે તેમણે કેમ સંન્યાસ લીધો હશે એ જોઈને નવાઈ લાગે ! તેથી અમે બધાંએ કુતૂહલ વશ થઈ ડોકિયાં કરી એકવાર તો એમને જોઈ લીધાં.

સંન્યાસીની ઉંમર જરા મોટી હતી—હાથપગ દૂબળા હતા, ગાલ ભરેલી દાઢી હતી, માથા પર છોકરીની પેઠે વાળનો ચોટલો બાંધેલો હતો, આંખો અને મોં પર યૌવનનો ઊજાસ હતો. અને સંન્યાસિની! —એ તો વાદળમાં ઢંકાયેલા મધ્યાહ્નના પ્રખર સૂર્ય સમી હતી. તેનો પ્રકાશ ઓછો થઇ ગયો હતો, પણ તાપ એવો ને એવો હતો. ઉંમર કેટલી હશે તે કહેવું મુશ્કેલ હતું. પંદર પણ હોઇ શકે અને પચીસ પણ હોય તો નવાઈ નહિ.

બપોર થતાં થતાંમાં તો માસીમાએ એમની સાથે એવી જમાવી દીધી કે તેમના જીવનનો ઈતિહાસ અમારા કોઇથી અજાણ્યો રહ્યો નહિ, તેમનું લગન બહુ જ નાની ઉંમરે થયું હતું. પછી બધે બને છે તેમ એકબીજા ઉપર પ્રેમ પણ થયો હતો, અને સંસાર પણ રીતસર ચલાવતાં હતાં. પરંતુ ઓચિંતાના એક દિવસ એક મહાપુરૂષની વાણી સાંભળી એમને વૈરાગ્ય સ્ફુર્યો અને બંને જણાં તે મહાત્માનું શિષ્યત્વ ગ્રહણ કરવા દોડયાં. પરંતુ તેમણે દીક્ષા ન આપતાં કહ્યું : 'પહેલાં અંતર શુદ્ધ કરો. બાર વર્ષ કઠોર બ્રહ્મચર્યનું પાલન કરી ભારતવર્ષનાં તમામ તીર્થોની જાત્રા કરી આવો. પછી હું તમને મંત્ર આપીશ. આ વર્ષે એ બાર વર્ષ પૂરાં થાય છે. તેથી ચંદ્રનાથ દેવનાં દર્શન કરી તેઓ પોતાનુ વ્રત પૂર્ણ કરવા અહીં આવ્યાં છે.

કોણ જાણે કોણ હશે એ મહાત્મા! એમણે કોનાં દર્શન કર્યાં હશે? મને બુદ્ધ ભગવાન, શ્રી ચૈતન્ય અને શ્રી પરમહંસ દેવ યાદ આવ્યા. તેમણે બધાએ સાધનાની ખાતર સ્ત્રીનો ત્યાગ કર્યો હતો, તો પછી આ લોકો કઇ શ્રેણીના સાધક હશે—

હું મનમાં મનમાં તેનો વિચાર કરવા લાગ્યો.

: ૨ :

બીજે દિવસે શિવરાત્રિ હતી.

સવારે સાત વાગે ઊઠી અમે ચંદ્રનાથનાં દર્શન કરવા નીકળ્યા. વિરાટ પહાડના ઊંચામાં ઊંચા શિખર પર એ દેવતાનું મંદિર છે. ગોર મહારાજ આગળ ચાલતા હતા, અને અમે તેમની પાછળ પાછળ ચાલતાં હતાં. આગલી રાતે વરસાદ પડ્યો હતો તેથી પહાડ પર ચડવાનો રસ્તો કાદવવાળો અને લપસણો બની ગયો હતો. માનું શરીર બહુ ભારે હતું તેથી તેઓ ગોર મહારાજને ખભે ટેકો દઈ ધીરે ધીરે ચડતાં હતાં.

ચડવાનું સહેલું નહોતું—સાંકડો કીચડવાળો રસ્તો વનમાં થઈને ઉપર જતો હતો. વચમાં વચમાં પહાડમાંથી પગથિયાં કોરી કાઢેલાં હતાં. ક્યાંક ક્યાંક તો રસ્તો એટલો સાંકડો હતો કે બે માણસો એક સાથે ચાલી શકે નહિ. વળી બે બાજુ ઊંડી ખાઇઓ હતી. જરા બેધ્યાન રહ્યા તો ખલાસ! ગબડ્યો તેનું આવી બન્યું. એક હાડકું યે જોવા ન મળે. એટલી ઊંડી ખાઇ હતી.

ક્યાંક સીધું ચઢાણ હતું, તો ક્યાંક ઊંડું ઊતરવાનું હતું. કીડીઓની હારની પેઠે એક સાથે ત્રણ લાખ માણસો એ દુર્લંઘ્ય પહાડના શિખર પર વસેલા દેવતાનાં દર્શન કરવા જઈ રહ્યાં હતાં. કોઇના મનમાં ભય નહોતો, ચિંતા નહોતી, બધાને જાણે કોઇ નશો ચડયો હતો—બસ, જવું એ ખરું! પરંતુ એમનામાં આ જોર ક્યાંથી આવ્યું હતું? કોણ કહે છે ધર્મ નથી, દેવ નથી? જો નથી, તો પછી કયા વૈભવની આશાએ આ અસંખ્ય નરનારીઓ, તમામ દુઃખોને અવગણી, ઘરનાં સુખશાંતિનો ત્યાગ કરી, આ વિપત્તિઓથી ભરેલા દુર્ગમ પહાડના શિખર પર ચડી રહ્યાં છે? પૈસાના લોભે, કીર્તિની લાલચે કે દેશની સ્વતંત્રતાની આશાએ, આ પરાધીન અભાગી લોકોને કોઇ કદીયે ઘરના ખૂણામાંથી એક ડગલું યે બહાર કાઢી શકયું નથી. તો પછી આ શું? અહીં મેં જે દૃશ્ય જોયું તે હું જીવનમાં કદી પણ નહિ ભૂલું. તેથી મનમાં મનમાં મેં દેવતાને અસંખ્ય પ્રણામ કર્યા.

સામે આટલું બધું ચડવાનું હતું છતાં રસ્તો એટલો સાંકડો હતો કે જરા ચાલવામાં ગફલત થઈ તો આફત! માથા ઉપર પ્રખર તાપ તપતો હતો, તરસથી છાતી ફાટી જતી હતી. અને તેમાં પાછો શિવરાત્રિનો ઉત્સવ હતો. પરસેવે નીતરતા, હાંફતા હાંફતા, એક એક કરી અમે પગથિયાં ચડતા હતા.

સ્ત્રીઓની દશા જોઇ મને બીક લાગી. મા અને માસીમાના પગ ભાંગી ગયા હતા, આંખો ને મોં લાલચોળ થઈ ગયાં હતાં, મોંમાંથી એક અક્ષરે બહાર નીકળતો નહોતો. બઉદિની દશા પણ લગભગ એવી જ હતી. તેમનો હાથ પકડી પકડી થોડે ચડાવી મેં તેમને એક પગથિયા પર બેસાડયાં. ત્યાં મારો મિત્ર પોતાની અઢી મણની કાયા લઈ ક્યારનો યે એજ પગથિયા પર બેસી પડયો હતો. વચમાં વચમાં તે રવીન્દ્રનાથની કવિતાની એક બે લીટીઓ રટતો હતો.

એટલામાં અચાનક પેલી તરફથી બહેનિએ ગાવા માંડ્યું.

તારાં પગલાં પડતાં
રસ્તો ગૌરવ અનુભવશે!

આ લીટીઓ એ વખતે ખૂબ સુંદર લાગી—અમારા મનમાં જાણે ફરી નવું બળ આવ્યું.

'જાત્રા કરો, જાત્રા કરો, જાત્રાળુઓ હે!' કરી અમે ફરી આગળ કૂચ શરૂ કરી.

પહાડ ઉપર ઘણાં તીર્થો હતાં—વ્યાસકુંડ, ભૈરવનાથ, સીતાકુંડ, ઊનકોટી શિવ, ગુરુધ્વનિ, ભવાની મંદિર, વિરૂપાક્ષ વગેરે. ભીડમાંથી જગા કરી એક પછી એક જોતા અમે ધીરે ધીરે ઉપર ચડતા હતા. જ્યાં જે વિધિ કરવાથી સોળેસોળ આની પુણ્ય થવાની ખાતરી હતી, ત્યાં મા અને માસીમા, આગળ ધસી, ખૂબ લાંચ આપીને પણ, અર્થાત્ સારી પેઠે દાનખેરાત કરીને પુણ્ય સંચય કરી લેવાનું ચૂકતાં નહોતાં.

કપિલાશ્રમથી જમણી તરફ વળ્યા કે ઊનકોટી શિવ—પથ્થરનાં અગણિત લિંગ અર્થાત્ શિવ હતા—અંધારા પહાડની ગુફામાં ગંગાજળમાં સતત સ્નાન કરતા હતા. તેમનાં દર્શન કે સ્પર્શથી, કહે છે કે સીધી શિવલોકની પ્રાપ્તિ થઈ જાય છે.

આ સ્થાન અતિ દુર્ગમ છે—એક તરફ અતલ ઊંડાણવાળી ખાઈ છે, બીજી તરફ જંગલથી ઘેરાયેલો વિરાટ પહાડ છે. વચમાં ખૂબ જ સાંકડો રસ્તો ઊંચોનીચો થઈ ચાલ્યો જતો હતો.

અહીં હૈયાં દબાય તેવી ભીડ હતી—શરીરની ચામડી સૂઝી આવતી હતી! જાણે બધા યે મુસાફરો આ એક જગાએ આવીને એકદમ થંભી ગયા હોય એવું લાગતું હતું!

એક કલાક સુધી અંદર જવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી, છેવટે થાકીને અમે બહારથી જ નમસ્કાર કરી, ત્યાંથી પાછા ફર્યા. ગમે તેવાને ત્યાં શરદી ગરમી થઇ જાય એવું હતું—બહાર નીકળાય તો ય ઘણું હતું. મા અને માસીબાના બળાપાઓનો પાર નહોતો. તેઓ કહેતાં હતાં કે અહીં મોત આવે એવું આપણા નસીબમાં ક્યાંથી !

એવામાં એકાએક ‘ ગઈ ! ગઇ ! ’ની કેટલાક લોકો એક સામટા ચીસ પાડી ઊઠયા. સામે એક ભયંકર દેખાવ દેખાયો—ભીડમાંથી જોરદાર ધક્કો લાગતાં કોઇ સ્ત્રી એકદમ પહાડની કિનારી સુધી ધકેલાઈ ગઈ હતી, અને એટલામાં એવો બીજો ધક્કો તેના ઉપર આવી પડયો હતો. બધાં એને બહાર ખેંચી કાઢવા પ્રયત્ન કરતાં હતાં પણ કોઈ ફાવતું નહોતું.

હું એકદમ દોડયો, બે હાથે ભીડમાંથી જગા કરી, એની નજીક ધસી ગયો, અને એને બહાર ખેંચી લઈ આવ્યો.

જોયું તો આ શું ! આ તો સંન્યાસિની !

‘ શાબાશ ! ભાઈ શાબાશ ! ’ બહુત અચ્છા જવાન ! ’ ‘ ખરો ભાયડો ! ’ વગેરે અનેક શબ્દો તે વખતે ચારે તરફ મારે કાને સંભળાવા લાગ્યા. સંન્યાસી મહારાજ ક્યાં હતા તેની મને ખબર નથી—પણ એકદમ દોડતા આવી મારી પહોળી પીઠ પર બે વાર હાથ ઠોકી તે બોલ્યાઃ ‘ જીતા રહો બેટા ! ’

પછી સંન્યાસી અને હું બે જણા તેમને ઊંચકી દૂર એક ઝાડની છાયામાં લઇ ગયા, અને સુવાડી પવન નાખવા લાગ્યા.

સંન્યાસિનીએ થોડીવાર પછી ધીમે ધીમે આંખો ઊઘાડીને જોયું. હું તેમના મોં સામે જોઇ નવાઈ પામી ગયો. આવું સુન્દર મુખ, આવી મધુર દૃષ્ટિ મેં જીંદગીમાં કદી જોઇ નથી !

સંન્યાસીએ કહ્યું: 'તમારો કયા શબ્દોમાં ઉપકાર માનું? આજે તમે એક માણસનો જીવ બચાવ્યો છે.'

હું મનમાં મનમાં ખૂબ ગર્વ અનુભવવા લાગ્યો. પછી આનંદમાં આવી મેં ફરીને સંન્યાસિનીની તરફ એક નજર કરી, તો એ સુંદર મુખમાંથી માત્ર આટલા શબ્દો નીકળ્યા: 'આજે તમે મારું જે અહિત કર્યું છે તેવું કોઈ દુશ્મન પણ ન કરી શકે.'

હું જુવાનિયો, એક રમણીને મોતના મોંમાંથી બચાવવાના ઇનામ લેખે તેના મુખમાંથી કંઈ મીઠા શબ્દો સાંભળવાની આશાએ તેના મોં સામે જોઇ રહ્યો હતો, પરંતુ મીઠા શબ્દોને બદલે આવા નહિ ધારેલા શબ્દો સાંભળી પલકમાં મારું ગરમ લોહી ઠંડું હિમ થઇ ગયું.

તેથી ઘડીકમાં તેના મોં સામે, તો ઘડીકમાં સંન્યાસીની સામે જોઈ, મેં સંકોચપૂર્વક પૂછ્યું: 'એટલે?'

સંન્યાસિનીએ તરત ઉત્તર દીધો: 'એટલે, અહીં મરવાનું સૌભાગ્ય તમે મને મળવા દીધું નહિ. મારો કૈલાસવાસ થયો નહિ, તેને માટે જવાબદાર તમારી આ પરોપકારબુદ્ધિ છે!

મેં જરા ઠઠ્ઠામાં કહ્યું: 'ઓ...આ વાત છે!'

સંન્યાસિની પોતાના મધુર કંઠસ્વરને કઠોર કરવાનો વૃથા પ્રયત્ન કરી બોલી: 'ઓ શું, તમારો ગુનો ન માફ થઈ શકે એવો છે, જાણો છો?'

'જાણું છું, પરંતુ અજાણે જે ભૂલ કરી બેઠો છું તેની માફી માગું છું.

'માફી?'

મેં કહ્યું: 'તો સજા કરો.'

સંન્યાસિનીએ મંદ હસીને કહ્યું: 'ભલે, તો સજા સાંભળો. જ્યાં લગી અમે ચંદ્રનાથનાં દર્શન ન કરીએ ત્યાં લગી તમારે અમારો સંગાથ છોડવાનો નથી. શું સમજ્યા?'

મારી મંડળી એટલી વારમાં આગળ ચાલી ગઈ હતી. પરંતુ બહુ દૂર ગઈ નહોતી. બધાં થાકી ગયાં હતાં, કોઇના પગ હવે જોરથી ઉપડતા નહોતા. પગથિયાં પકડી, ઘસડાતાં ઘસડાતાં ધીમે ધીમે સૌ આગળ વધતાં હતાં. કોઇ કંઈ બોલતું નહોતું. કોઈનામાં બોલવાની શક્તિ જ રહી નહોતી—માત્ર તેમનાં મોંમાંથી જોરથી નિઃશ્વાસ નીકળતા હતા, અને જોરથી પરસેવો નીતરતો હતો.

હવે રસ્તો સૌથી ભયંકર હતો. એક માઇલનું ચઢાણ હતું. ક્યાંક પગથિયાં હતાં, ને ક્યાંક નહોતાં—હાથમાં પકડવા ક્યાંય એક છોડવોયે હાથ લાગે એવું નહોતું.

સંન્યાસી દંપતીની દશા બહુ ભૂંડી હતી. તેમના પગ ભાંગી ગયા હતા, શરીર ધ્રૂજતું હતું, જેમ તેમ કરી, તેમના હાથ પકડી ખેંચી હું તેમને ઉપર ચડાવતો હતો.

સામે વિરૂપાક્ષ દેવનું મંદિર હતું, અને તેની બાજુમાં આરામ લેવાની જગા હતી. ઝમઝમ ઠંડો ગવન વાતો હતો. દૂર દૂર બંગાળી ઉપસાગરનું નીલ પાણી ક્ષિતિજમાં મળી જતું અહીંથી દેખાતું હતું. એ જોઇને મન ભરાઈ ગયું હતું. સૌએ ત્યાં બેસી સારી પેઠે વિસામો લીધો, પછી બેઉ હાથે ભીડમાંથી રસ્તો કરી, મેં એમને સૌને વિરૂપાક્ષ દેવનાં દર્શન કરાવ્યાં.

ભીડમાં મારો ઝભ્ભો ફાટી ગયો હતો, અને ભીંતમાં હાથ ઘસાવાથી લોહી નીકળ્યું હતું. સંન્યાસિનીએ ખૂબ દુઃખી થઈ કહ્યું: 'જોયું ને, અમારે માટે થઈને તમારે કેવું દુઃખ વેઠવું પડયું!'

મેં જરા હસીને કહ્યું: 'આ સજા તો મેં ક્યારની યે તમારી આગળ નીચી મૂંડોએ માગી લીધી છે!'

સંન્યાસિનીએ એકદમ પોતાના પાલવ વડે લોહી સાફ કરી નાખ્યું. જાણે સેવા દ્વારા તે મારું તમામ દુઃખ ઓછું કરવા માગતી ન હોય!

વળી ચાલવાનું શરૂ થયું.

પેલું ચંદ્રનાથનું મંદિર દેખાય! હવે માત્ર એક જ શિખર છે. પૂરો માઇલ પણ નથી.

તે વખતે બપોરનો એક વાગ્યો હતો. અમે ચંદ્રનાથ દેવના મંદિરમાં પહોંચ્યાં હતાં. પણ અંદર દાખલ થવું કેવી રીતે? મંદિરની ઓસરી બહુ સાંકડી હતી, અને લાખો યાત્રાળુઓનો જવાનો એ જ માત્ર એક રસ્તો હતો.

સંન્યાસી મહારાજે તો આ ભીડ જોઈને જ અંદર જવાની ના પાડી. બહાર એક ઝાડ નીચે બેઠા બેઠા તેઓ હાંફવા લાગ્યા. પણ સંન્યાસિની એકોઈનું માન્યું નહિ. તે કહે: 'મારું બાર વર્ષનું બ્રહ્મચર્ય વ્રત બાબા ચંદ્રનાથનાં દર્શન કરી તેમનું ચરણામૃત પીધા વગર સફળ થવાનું નથી, બાર વર્ષનું તીર્થાટન આજે સાર્થક કરવાનું છે!'

મેં કહ્યું: 'ભલે તો, સતીના પુણ્યમાં પતિનું પુણ્ય છે. એટલે સંન્યાસીને ચરણામૃત લાવીને પીવડાવશો તો યે સોળે સોળ આની પુણ્ય થશે.'

સંન્યાસિની મારી વાત સાંભળી, મંદ હાસ્યને દબાવતી દબાવતી ભીડમાં ધુસી. હું તેની પાછળ રહ્યો, અને બે હાથે ભીડમાંથી રસ્તો કરવા લાગ્યો.

દેવદર્શનની વ્યાકુળતાને લીધે સંન્યાસિનીની આંખો અને મોં પર તે વખતે કોઈ અપૂર્વ તેજ પ્રકાશતું હતું. પળવારને માટે જાણે તે પોતાનો થાક, ક્લેશ અને જીંદગીનાં સુખદુઃખ ભૂલી ગઇ હતી!

આવી ભીડ મેં જીંદગીમાં કદી જોઇ નથી. એવાં ધક્કાધક્કી ને ઠેલમઠેલા થતાં હતાં. કે હૈયેહૈયાં દળાતાં હતાં એ અક્ષરશઃ સાચું છે.'

'રહો રહો!' કરતાં કરતાં તો એક પ્રબળ ધક્કો સામેથી આવી પહોંચ્યો. એક તલપુર પણ હઠવાની કે ખસવાની જગા નહોતી, ત્યાં કોઈ જાય ક્યાં? સંન્યાસિની, ભીડના દબાણને લીધે, એકદમ મારી છાતી ઉપર આવી પડી.

ફરી—વળી ફરી એક ધક્કો એની ઉપર આવી પડ્યો. સંન્યાસિની આ વખતે બે હાથે મને વળગી પડી હાંફવા લાગી. તેના ઊના નિઃશ્વાસ મારા ગાલ ઉપર પડવા લાગ્યા, એની છાતીના ધબકારા હું મારી છાતીમાં અનુભવવા લાગ્યો.

થોડી વાર પછી ભીડ ઓચિંતી બીજી તરફ ખસી ગઈ. ધક્કો હવે મારી પાછળથી આવતો હતો, એટલે હું સંન્યાસિનીને આગળ જવાને માટે ધકેલતો હતો! પરંતુ તે બિલકુલ હાલી નહિ, મૂગે મોઢે મારી છાતીમાં શી ખબર તે શું શોધતી હતી' શું અનુભવી રહી હતી, તેની મને સમજ પડી નહિ.

થોડી વાર પછી જરા ચમકીને તેણે મારા ગળામાંથી હાથ છૂટા કર્યા. સાથે સાથે તેનું મોં શરમથી લાલ થઈ ગયું. બરાબર એ જ વખતે મારી પાછળથી એક જોરદાર ધક્કો આવ્યો, અને નદીના પ્રબળ પ્રવાહમાં તણખલું તણાય તેમ અમે એકદમ મંદિરની અંદર જઈ પડયાં.

જાત્રાળુઓ એકી અવાજે બૂમ પાડી ઊઠયા: 'બાબા ચંદ્રનાથની જય!' પછી કૂદી કૂદીને, લાંબા થઈને, નીચા વળીને, કે જેને જેમ ફાવ્યું તેમ મૂર્તિને સ્પર્શ કરવા લાગ્યું. કાળું પથ્થરનું નાનકડું શિવલિંગ ફૂલ અને બિલીપત્રથી ઢંકાઈ ગયેલું હતું. એ જોઈ સૌનાં મોં પર કેવો તૃપ્તિનો આનંદ હતો! વિસ્મયનો કેવો રોમાંચકારી અનુભવ હતો. એ દુર્લભ સૌભાગ્ય પ્રાપ્ત થતાં સૌના કંઠમાં એક પ્રકારની અદ્ભુત આકાંક્ષાઓ ફૂટી નીકળી. સૌ પોતપોતાનાં મનની વાસના પાષાણરૂપે બિરાજેલા એ દેવને, પર્વતનાં શિખર પર વિરાજેલા એ ચંદ્રનાથને વિદિત કરવા લાગ્યાં.

ભક્તોની પ્રાર્થનાઓથી મંદિર કંપી ઊઠયું. પર્વતનાં શિખરે શિખરે એ ધ્વનિ પ્રતિધ્વનિત થતો થતો મહાવ્યોમમાં, અનંત શૂન્યમાં, ભળી ગયો, અને આ પૃથ્વીલોક છોડીને દેવલોકમાં, જ્યાં વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લયના દેવતા, મહાયોગી શંકર યોગાસન વાળી ધ્યાનમગ્ન બેઠેલા છે ત્યાં પહોંચી ગયો!

ભીડમાંથી જેમ તેમ કરી સંન્યાસિનીને કંઈક રસ્તો કરી આપી મેં કહ્યું: 'જલદી કરો, બાબાને સ્પર્શ કરી જીવન ધન્ય કરો!'

પરંતુ એ આગળ વધી નહિ, જાણે મારું બોલવું કંઈ સાંભળ્યું જ ન હોય તેમ એ મૂગીમૂગી ઊભી રહી.

અંદર અકલ્પ્ય ભીડ હતી—શરીરની ચામડી ચીરાઈ જાય. તેથી મેં ચીડાઈને કહ્યું: 'જલદી કરો, જોતાં નથી, મારાથી હવે નથી ખમાતું!'

સંન્યાસિનીએ ત્યાં જ ઊભાં ઊભાં દેવતાને ઉદ્દેશીને માત્ર હાથ જોડી કપાળે અડકાડયા. પછી તે બોલી: 'ચાલો, મારું પતી ગયું.'

નવાઈ પામી મેં કહ્યું: 'આ શું! દેવતાને ચરણસ્પર્શ ન કર્યો! ચરણામૃત નથી પીવું?'

સંન્યાસિનીએ કહ્યું: 'ના.'

જરા હસીને મેં કહ્યું: 'ના, તો મારી વતી કરો.'

'એથી કશો ફાયદો થવાનો નથી, કારણ કે તમારી સાથે મારો કંઈ સંબંધ નથી!

આમ કહી તે ગંભીર ભાવે બહાર નીકળી આવી.

દૂર એક ખૂણામાં જઈ ઊભા રહી મેં કહ્યું: 'શું થયું છે એ તો કહો!'

કઠોર નજરે મારી સામે જોઈ સંન્યાસિનીએ કહ્યું: 'કંઈક થયું છે એટલું તો તમારા જેવા બુદ્ધિશાળી યુવકના ખ્યાલમાં આવી જ જવું જોઈએ.'

માથું ખંજવાળી મેં કહ્યું: 'જુઓ, મને તમે જેવો બુદ્ધિશાળી ધારી લીધો છે, તેવો હું જરાયે નથી.'

'એનો અર્થ એ કે તમે મારે મોઢે બોલાવવા માગો છો, ખરું ને? પરંતુ હું તમને કશું યે કહેવાની નથી.'

આમ કહી અત્યંત રોષ ભરેલી નજરે તેણે સામે જોયું.

'મારી શું ભૂલ થઈ છે એ કૃપા કરીને કહેશો?'

સંન્યાસિનીએ કહ્યું: 'મને પૂછવાને બદલે તમારા મનને જ પૂછોને.'

વિનીતભાવે મેં કહ્યું: 'જુઓ, તમારી વાણી તમારા કરતાં યે વધારે ભેદ ભરેલી લાગે છે. જો સ્પષ્ટ કહો તો—'

મારા મોંના શબ્દો પકડી લઇ તે બોલી: 'જો સ્પષ્ટ કહેવું હોય તો એ કહેવું પડે કે સ્ત્રીના દિલની બધી વાતો પુરુષને કહેવાની હોતી નથી.'

'પરંતુ આ તીર્થસ્થળમાં ઊભો રહીને જો મારા મનનું કુતૂહલ શમાવવા માટે હું એ તમને પૂછું, તો હું આશા રાખું છું કે મને તમારી પાસેથી સાચો જવાબ મળશે.'

આ સાંભળીને સંન્યાસિની જાણે કંઇક નરમ થઈ, અને ખૂબ વ્યગ્ર બની બોલી: 'જવાબ? આ કેવું! તમે શું મારા મનની છૂપી વાત બળજબરીથી કઢાવવા માગો છો?'

'ના, બળજબરીથી નહિ. પરંતુ મેં પણ તમારી ખાતર કંઇક દુ:ખ વેઠયું છે. એટલે આટલું જાણવાનો અધિકાર મને છે જ. હું માત્ર એટલું જાણવા માગું છું કે આટલો પરિશ્રમ કરી, આ પવિત્ર દેવમંદિરમાં દાખલ થવાની દુર્લભ તક હાથમાં આવ્યા છતાં પણ, દેવને ચરણસ્પર્શ કર્યા વગર પાછા ફરવાનું શું કારણ?'

સંન્યાસિની જરા રહીને બોલી: 'વિચાર કરતાં મને લાગ્યું કે પહેલાં મનને શુદ્ધ કર્યા પછી જ દેવતાને સ્પર્શ કરવો જોઇએ.'

મેં કહ્યું: 'એટલે? ભગવાં જેની દેહ પર છે, જેના લલાટમાં લાલ ચંદનનું ચિહ્ન છે, કંઠમાં રૂદ્રાક્ષની માળા છે—જેણે વૈરાગ્યની અને બ્રહ્મચર્યની આવી કઠોર સાધના કરી છે, તેનું અંતર શું શુદ્ધ નથી?'

સંન્યાસિની થોડી વાર ચૂપ રહી. પછી ધીરે ધીરે માથું નીચું ઢાળી, ગુનેગારની પેઠે તે બોલીઃ 'ના.'

'ના!'

હું ચમકી પડયો. કોઇએ જાણે મારી પીઠ ઉપર ચાબૂક માર્યો. જાણે કોઇ અજાણ્યા ઝેરથી મારું આખું મન બળવા લાગ્યું. કડવાશથી મારું ગળું ભરાઈ આવ્યું.

મેં કહ્યું: 'તો પછી બહારથી આવો શુદ્ધાચારિણીનો વેશ ધારણ કરી, માણસોનો ભક્તિભાવ ખેંચો છો એ નર્યો દંભ જ છે, ખરું ને?'

દંભ!

છંછેડાયેલી નાગણની પેઠે સંન્યાસિનીએ એકદમ મોં ઊંચું કરી મારી સામે જોયું. તેની આંખોમાં એક તીવ્ર જ્વાળા હતી, મુખ પર અવ્યક્ત વેદના હતી. પરંતુ એકદમ એ કંઇ બોલી શકી નહિ, એના પાતળા હોઠના ખૂણા થોડી વાર કાંપીને રહી ગયા. જાણે મહા પ્રયત્ન-પૂર્વક તે પોતાને કબજે રાખી રહી હતી.

હું નવાઇ પામી તેના મોં સામે જોઈ રહ્યો. જાણે મેં એને નવા સ્વરૂપે જોઈ. ભસ્મમાં ઢંકાયેલા અગ્નિ જેવી એ મને લાગી. બહાર તણખો નહોતો, પરંતુ અંદર પ્રચંડ દાહક શક્તિ હતી!

સાથે સાથે તેના મોં પર પહેલાંની સરસતા પાછી આવી. પછી જરા ગાલમાં હસી સંન્યાસિનીએ મને કહ્યું: 'હું દંભી છું કે દંભી નથી એથી તમારું બગડી શું ગયું! હું કંઈ તમારી પ્રેયસી નથી કે મારા ચારિત્રની પવિત્રતાની કેફિયત મારે તમારી આગળ કરવી પડે! તેમ છતાં મારું રૂપ જોઇને તમે ખીલ્યા હો તો તમે જાણો!'

આમ કહી હાસ્યથી ઝલકતી આંખે તેણે વળી ફરીને મારી સામે જોયું.

હું આ વખતે ખૂબ મુંઝાઈ ગયો. એ ભયંકર ઠંડીમાં પણ મારા કપાળેથી પરસેવો નીતર્યો. આ શબ્દોનો શો જવાબ દેવો તે ન સમજવાથી મેં ગલ્લાં તલ્લાં માર્યાં : 'ના, તમારું અનુમાન બિલકુલ જૂઠું છે.—તોપણ તમારે જાણવું જોઇએ કે જેને જોઇને અમારાં મનમાં શ્રદ્ધા અને ભક્તિ આપો આપ જાગી ઊઠે છે તેને અમે પવિત્રરૂપે દેવી સ્વરૂપે જોવા ચાહીએ છીએ.'

'એટલે મને જોઇને તમારા મનમાં શ્રદ્ધા અને ભક્તિ બેઉ જાગ્યાં છે, ખરૂં ને?'

જરા હસીને મેં કહ્યું : 'એટલું હજી ન સમજાયું!'

સંન્યાસિનીએ કહ્યું : 'પહેલાં નહોતી સમજી, પણ હવે બરાબર સમજી શકી છું. તેથી જ ખુલ્લં ખુલ્લા તમને કહું છું કે હમણાં જ અહીંથી રસ્તે પડો. તમારા જેવા મોઢે શ્રદ્ધા અને ભક્તિ દેખાડી, સ્રીને ભોળવવાનો લાગ શોધનારા પુરુષો મેં ઘણા જોયા છે.'

એનું બોલવું સાંભળીને મારું અંગેઅંગ સળગી ઊઠ્યું.

મેં કહ્યું : 'ચુપ કરો! તમે પોતે જ મને અહીં બોલાવી લાવ્યાં છો—હું કૂતરાની પેઠે તમારી પાછળ પાછળ નથી આવ્યો એ ભૂલશો નહિં!'

સંન્યાસિની મૃદુ, છતાં દૃઢ સ્વરે બોલી :' અને તમે પણ એ ભૂલશો નહિ કે રૂપ અને યૌવન બંને મારામાં છે, અને એકમાત્ર મારી કૃપાદૃષ્ટિ મેળવવા સારૂ અનેક પુરુષો મારી પાછળ પાછળ ઝૂરી મરે છે!'

હું મારી પહોળી છાતીને જરા વધારે ફુલાવીને બોલ્યો : 'પરંતુ આ પુરુષ જુદી જાતનો છે.'

જરા મલકીને સંન્યાસિનીએ કહ્યું : 'પુરુષોની અંદર કોઇ બે જાત છે એમ હું માનતી નથી. મેં ઘરડાને યે જોયો છે, જુવાનને યે જોયો છે. નિશાળમાં ભણતા છોકરાનેયે જોયો છે—મને બોલતાં શરમ આવે છે પણ મારે કહેવું પડે છે કે એ બધાયે મને સરખા દેખાયા છે—પુરુષોમાં ઉંમરનો કોઇ ભેદભાવ નથી. બધાયે નારીની પાસેથી એક જ વસ્તુ માગે છે; એ લોકો નથી જોતા ઉંમર, નથી જોતા સગપણ કે કશુંયે જોતા નથી. !'

'ઓ...ત્યારે તો મારું અનુમાન સાચું લાગે છે. તમે 'બહુ જનપ્રિયા' છો.'

'બહુ જનને તો નથી જાણતી, પણ અત્યારે તો એક જણને જાણું છું !'

'છિ! છિ! છિ! તમને લગીર શરમ પણ નથી આવતી આવા શબ્દો જીભે આણતાં ?'

સંન્યાસિની બોલી—એના કંઠસ્વરમાં રહસ્ય હતું—'સંન્યાસીઓમાં જો લાજ કે શરમ હોત તો એ લોકો ઘરબાર છોડીને વાટેઘાટે ભમતાં ફરત ખરાં ?'

મેં તેના મોંના જ શબ્દો પકડીને કહ્યું : 'સંન્યાસીઓમાં પોતાને ગણાવીને, કૃપા કરી સંન્યાસી નામનું અપમાન કરશો નહિ.'

'ઓહો, એટલું બધું ! તમારો ભક્તિભાવ તો ખૂબ દેખાય છેને કંઇ! તો કહેશો કોના પર તમારો ભક્તિભાવ વધારે છે—સંન્યાસીની ઉપર કે સંન્યાસિનીની ઉપર ?'

મેં કહ્યું : 'તમે જો પુરુષ હોત તો આ જ પળે તમારો એ દંભ—ભગવું વસ્ત્ર ફાડી ટુકડે ટુકડા કરીને પદ્માના પાણીમાં નાખી દેત.

જે વેશ ધારણ કરીને બુદ્ધ, ચૈતન્ય અને મીરાંબાઇએ એક દિવસે હજારો હજારો ભક્તોના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કર્યું હતું, તેનું આવું અપમાન હું કદીપણ થવા દેત નહિ!'

આમ કહી હું મારા સાથીદારોને શોધવા તે સ્થાનનો ત્યાગ કરી ભીડ તરફ આગળ વધ્યો.

પાછળથી સંન્કાસિનીએ બૂમ પાડીઃ 'જરા રહો.'

તેનાં આંખ મોં પર અસ્વાભાવિક ગાંભીર્ય હતું.

હું પાસે જતાં જ તેણે ધીમા પણ દૃઢ સ્વરે કહ્યું : 'તમે હમણાં જે મારી આગળ બોલી ગયા, તે તમારે બદલે બીજું કોઇ બોલ્યું હોત તો હું સહન કરત નહિ; પરંતુ આજે તમે મારો જીવ બચાવ્યો છે, તેથી હું તમને કંઈ બોલી નથી,'

મેં કહ્યું : 'તેથી નથી બોલ્યાં, કે બોલવા જેવું કશું નથી તેથી ચૂપ રહ્યાં છો ?'

'બોલવા જેવું કશું નથી એ કદાચ સાચું હોય, કારણ કે જેના અપમાનની કલ્પના કરી તમે અત્યારે આટલા ગરમ થઈ ગયા તેનું કારણ તમે પોતે છો.'

'હું!'

રાજરાણીની પેઠે બંકી ગરદન કરી સંન્યાસિનીએ કહ્યું : 'હા, તમે! બાર વરસ લગી જે ભગવાં વસ્ત્રોનું ગૌરવ ને માન મેં જાળવ્યું છે તેને આજે કલુષિત કર્યું છે તમે.'

'ખોટી વાત.'

'ખોટી વાત મારી કે તમારી? બાબા ચંદ્રનાથના મંદિરમાં ઊભીને, એમને સ્પર્શ કરી તમે કહો જોઉં કે મને છાતીમાં આશ્રય આપતી

વખતે, તમારા મનમાં શું કશી પણ કામના જાગી નથી! સાચું કહો, મૂગા કેમ રહ્યા?'

બોલતાં બોલતાં એનો કંઠસ્વર કાંપવા લાગ્યો.

તીર્થસ્થાનનાં માહાત્મ્ય વિષે મેં ઘણું સાંભળ્યું હતું! દેવતાઓને કદી આંખે જોયા નથી, તોપણ તેમને વિષે ઘણી અલૌકિક વાતો મારે કાને આવી છે. પરન્તુ આ શું! સંન્યાસિનીના મુખેથી આ શબ્દો સાંભળ્યા પછી મને લાગ્યું, જાણે મંદિરમાંથી બહાર નીકળી બાબા ચંદ્રનાથ મારી સામે આવી ઊભા છે. તેમની પીઠે વ્યાઘ્રચર્મ છે, આખે શરીરે રાખ ચોળેલી છે, હાથમા ત્રિશૂળ છે. ત્રણે લોકનો આનંદ જાણે એ ત્રિલોચનનાં વદન મંડળમાંથી ઝરી રહ્યો છે. મેં બે હાથ ઊંચા કરી તેમને પ્રણામ કર્યાં. મારૂં આખું શરીર રોમાંચિત બની ગયું.

એવામાં સંન્યાસિનીએ ફરીને કહ્યું: 'સાચું બોલો, દેવતાની આગળ જૂઠું ન બોલશો!'

શરમથી જડ બનેલા કંઠે મેં કહ્યું: 'હા. તમે મારી છાતી પર આવી પડયાં તે જ ઘડીએ મારા હૃદયમાં વંટોળીઓ જાગ્યો હતો, મારી નસેનસમાં લોહીએ ઉન્મત્ત બની તાંડવ નૃત્ય કરવા માંડયું હતું એની ના નહિ.'

સંન્યાસિનીએ અધીરભાવે કહ્યું: 'તો પછી હું જો કહું કે તમારા એ કલુષિત અંતરનો સ્પર્શ થતાં મારા મનની પવિત્રતા નષ્ટ થઇ છે, તો એ મારો દોષ કે મારાં ભગવાંનો દોષ?'

આનો શો જવાબ દેવો એ મને સૂઝયું નહિ, એટલે હું એકદમ દોડીને ભીડમાં સંતાઇ ગયો.

સંન્યાસિની સ્થિર થઇને ત્યાં ઊભી રહી! સર્વસ્વ હારી બેઠા પછી માણસનો ચહેરો જેવો થઇ જાય, તેવો એ વખતે એનો થઇ ગયો હતો.

: ૩ :

ધીમે ધીમે મેં નીચે ઉતરવા માંડયું.

પહાડ પર ચઢવાનું જેવું અઘરું હતું તેટલું જ ઉતરવાનું સહેલું હતું. હું મારા સાથીદારોને શોધતો શોધતો ચાલ્યો.

આંખ આગળ થઇને કેટલાંયે માણસો જતાં આવતાં હતાં, પરંતુ હું કોઇને જ જોઈ શકયો નહોતો! કારણકે તે વખતે મારું મન શા વિચારમાં પડયું હતું તે હું કહી શકતો નથી.

બહુ નીચે ઊતર્યા પછી એકદમ હું થંભી ગયો! મને થયું: 'હાસ્તો, વાંક મારો છે. તો પછી મેં વગર વાંકે સંન્યાસિનીને ભાંડી શું કરવા? મારી જ કામનાના કલુષિત સ્પર્શથી તેનું અંતર અપવિત્ર થયું! એ શુદ્ધાચારિણી દેવીપ્રતિમાના શરીર પર મેં જ કાદવ ફેંકયો છે. મારો જ દોષ છે. એક જણને આશરો આપવા જતાં, ભીડમાં પીસાઈ જતી બચાવવા જતાં, મેં તેના પુષ્પસુકોમલ શુભ્ર-શુભ્ર દેહમંદિરને અભડાવવાની તક લીધી છે.

મને મનમાં પસ્તાવો થવા માંડયો.

હું પાછો ફર્યો—સંન્યાસિની પાસે જઇને માફી માગવા.

પણ ક્યાં ગઈ એ સંન્યાસિની ?

ઉપર તેને બહુ શોધી, પણ તેનો પત્તો લાગ્યો નહિ. જ્યાં હું તેને ઊભેલી જોઇને જતો રહ્યો હતો, તેની ચારે તરફ ધ્યાનપૂર્વક શોધ કરી. સંન્યાસી જ્યાં બેઠો હતો, ત્યાં જઇને પણ તપાસ કરી પણ કોઈ જણાયું નહિ. મને થયું, ચોકકસ, તે પાછળને રસ્તે નીચે ઉતરી ગઇ હશે. તે રસ્તો ખૂબ સીધો હતો. પ્રમાણમાં વધુ નિર્જન હતો, તેથી બહુ સહેલાઈથી ત્યાંથી નીચે ઊતરી શકાય.

આમ વિચારી એક પળનો પણ વિલંબ કર્યા વગર મેં એ રસ્તો પકડયો. મેં જોરથી પગલાં ઉપાડયાં—રસ્તામાં જ તેમને પકડી પાડવાની નેમથી.

પરંતુ એક ઊતરાણ ઊતરીને વળાંક લઉં છું ત્યાં મારા સાથીદારોનો ભેટો થઈ ગયો. મારો મિત્ર સૌની આગળ ચાલતો હતો, અને તેની પાછળ પાછળ મા, માસીમા અને બઉદિ ચાલતાં હતાં. મને જોઈ બઉદિને ફક કરીને હસવું આવ્યું. એ હસવાનો અર્થ એવો સ્પષ્ટ હતો કે તે જ ઘડીએ હું એનો જવાબ દેવા જતો હતો, પરંતુ હું કંઇ બોલું તે પહેલાં જ બઉદિએ ધીરેથી બોલી નાખ્યું : 'કેમ ઠાકુરપો, સંન્યાસિનીએ તગડી મેલ્યો ?'

જોરશોરથી એનો વિરોધ કરી મેં કહ્યું : 'તગડી મેલે? એવી તાકાત કોની છે? આ શર્માએ એવી તો ઘણી છોકરીઓ જોઇ લીધી છે.'

બઉદિએ કહ્યું : 'ઓહ—તગડી મેલ્યા નથી! તો સંન્યાસિની ખોવાઇ ગઇ શું? ભીડમાં જડતી નથી?'

મેં કહ્યું : ‘ખોટી વાત ! મારી બલા એ સંન્યાસિનીને શોધવા જાય છે!’

બઉદિએ કહ્યું: ‘તો પછી ઓચિંતાનાં અમે ક્યાંથી યાદ આવ્યાં? વારૂ ઠાકુરપો, તમને આટલું યે ભાન નથી? એક છોકરીને જોઈ અમને બધાંને બસ, એકદમ ભૂલી ગયા? આ ભીડમાં અમે તે મૂઆં કે જીવતાં રહ્યાં એટલી પણ એકવાર તમારાથી ખબર લેવાઇ નહિ? નવાઈની વાત! અને તમારા આ જોરે અમે બધાં આ દુર્ગમ તીર્થની જાત્રા કરવા આવ્યાં છીએ!’

હું જરા મુંઝાઇ ગયો. મેં ધીમેથી કહ્યું : ‘આને દુર્ગમ તીર્થ કહો છો, તો પછી મોટાં મોટાં તીર્થો તમે કઈ રીતે કરવાનાં? કેદારનાથ, બદ્રીનાથ, અમરનાથ? આ તો એની આગળ બાળક છે,—અને બબ્બે માણસો તો તમારી સાથે છે, પછી તમારે મારી શી જરૂર? એટલે જેમનું ખરેખર કોઈ જ નહોતું તેમની મદદમાં હું ગયો હતો.’

શ્લેષમાં બઉદિએ કહ્યું : ‘જેમનું ખરેખર કોઈ જ નહોતું તેમની મદદમાં ગયા હતા કે કેવળ એક સંન્યાસિનીની મદદમાં ગયા હતા?’

મૃદુ હાસ્યથી તેમનું મોં ઉજ્જ્વળ બની ગયું.

થોડી વાર રહી, પછી તેઓ બોલ્યાં : ‘હમણાં તો હું તમારી એ સંન્યાસિનીને ઉપર જોઈને આવી.’

બઉદિની સાથે બે ચાર આડી અવળી વાતો કરતાં કરતાં ઓચિંતાના મારા ઝભ્ભાના ગજવામાં હાથ નાખી મેં કહ્યું: ‘અરે, હા! મારી ફાઉન્ટન પેન ક્યાંક પડી ગઇ! બઉદિ, તમે લોકો ચાલતા થાઓ— એટલામાં હું જાઈ આવું, પેન ક્યાંક પડી હોય તો!’

આમ કહી મેં ફરી ઉપર ચડવા માંડયું.

બઉદિ બાળકની પેઠે ખડખડ હસી પડી.

---

* બઉદિ=ભાભી; ઠાકુરપો=દિયરજી.

મેં કહ્યું : 'કેમ હસો છો ?'

હસવું દાબતાં દાબતાં બઉદિએ કહ્યું : 'પેન જોવા જાઓ છો કે સંન્યાસિનીને જોવા જાઓ છો—સાચું કહેજો, ઠાકુરપો ?'

'જાઓ, તમે બહુ ખરાબ છો.'

આમ કહી હું એકદમ ત્યાંથી પાછો ભાગ્યો.

ઉપર જઈને ફરી મેં સંન્યાસિનીની શોધ ચલાવી. પરંતુ ક્યાંયે તેનો પત્તો લાગ્યો નહિ. પછી થયું કે બઉદિએ મશ્કરી તો નહિ કરી હોય ? ગમે તેમ હો, નિરાશ થઈ મેં ફરી એ નિર્જન રસ્તે એકલા ઊતરવા માંડ્યું.

બાંધેલા રસ્તે ચાલવાનું મારા સ્વભાવમાં નથી. નવા રસ્તો ખોળી કાઢવા તરફ હમેશાં મારી નજર રહે છે. વળી તે વખતે હું બને તેટલી ઝડપથી નીચે ઊતરી, સંન્યાસિની નીચે ઊતરી જાય તે પહેલાં તેને પકડી પાડવાની ઇચ્છા રાખતો હતો. તેથી ઉતરતાં ઉતરતાં જ્યાં મને કંઈક પગદંડી જેવું લાગે ત્યાંથી ઊતરી હું રસ્તો ટુંકાવતો હતો.

આવી રીતે એક બે નાનાં ઊતરાણ ઊતર્યો ત્યાં મને સંન્યાસી મહારાજ એક બીલીના ઝાડનાં પાંદડાં તોડતા દેખાયા.

મેં કહ્યું: 'શું કરો છો સંન્યાસી મહારાજ ? અત્યારે બીલીપત્રનું શું કામ પડ્યું !'

તેમણે કહ્યું : 'સંન્યાસિનીને જોઈએ છે.'

'સંન્યાસિનીને જોઈએ છે ! ક્યાં છે તેઓ ?'

સંન્યાસીએ આંગળી વડે દૂર બતાવીને કહ્યું: 'પણે—ત્યાં છે—કંઈ પ્રાયશ્ચિતની તૈયારી કરવામાં પડ્યાં છે—ગોર મહારાજ પણ ત્યાં છે—જાઓને !'

પ્રાયશ્ચિતનું નામ સાંભળી મારું મન કેવું ય થઈ ગયું. શાનું આ પ્રાયશ્ચિત? આવા વિચારો કરતો કરતો હું આગળ વધ્યો.

એક સાંકડો રસ્તો નીચે ઝરણા તરફ પહોંચતો હતો. એ રસ્તે થોડુંક ચાલ્યા પછી જોયું તો બીજો એક રસ્તો ડાબી તરફથી આવી પહાડની એક ગુફામાં જતો હતો. ત્યાં સંન્યાસિની બેઠી હતી. હમણાં જ તે સ્નાન કરીને આવી હતી, કપડાં ભીનાં હતાં, ભીના વાળ પીઠ પર વીખરાયેલા પડયા હતા, કપાળમાં નાનકડી સિંદૂરની બિંદડી હતી—તેનું સ્વરૂપ અપૂર્વ લાગતું હતું. પહાડમાં, એ નિર્જન વનમાં, બરાબર વનદેવી જેવી એ લાગતી હતી !

ગોર મહારાજ પૂજાની તૈયારીઓ કરવામાં ગુંથાયા હતા. માણસો ત્યાં બહુ નહોતા. ત્યાંથી દૂર પહાડ પર થઇને જતા માણસોની હાર, કીડીઓની હાર જેવી દેખાતી હતી, અને એમનો અવાજ મધમાખીઓના ગણગણાટ જેવો સંભળાતો હતો !

મને પોતાની તરફ આવતો જોઇ તે એકદમ ઊઠીને ઊભી થઈ. એના મોં પર ભય અને ત્રાસનો ભાવ હતો.

આગળ આવીને તેણે મને કહ્યું : 'તમે અહીં કેમ આવ્યા? એકદમ જતા રહો.'

મેં કહ્યું: 'તમારી પાસે હું મારા અપરાધની માફી માગવા આવ્યો છું.'

'અપરાધ? ના, ના. તમે કશો જ અપરાધ કર્યો નથી. તમે જતા રહો અહીંથી, હવે મારી વધારે ખરાબી કરશો નહિ!'

આટલું બોલતાં બોલતાં એ એવી વ્યાકુળ બની ગઈ કે તેનો કંઠસ્વર ભાંગી પડયો.

તેનો આ બદલાયેલો ભાવ જોઈ હું નવાઈ પામી ગયો. તે વખતે મારા મનમાં એક બીજી હિંમતનો સંચાર થયો. તેથી તેની વધારે નજીક જઈ મેં કહ્યું: 'મેં તમારો કેવો અપરાધ કર્યો છે તે હવે હું સમજી શકું છું.'

મારા આ શબ્દો સાંભળી સંન્યાસિની એકદમ ખીલ ખીલ કરતી હસી પડી. પછી બોલી: 'કશું સમજતા નથી તમે. તમે અપરાધ કર્યો છે, તે કરતાં મેં વધારે અપરાધ કર્યો છે!'

તેના મોં સામે ફાટેલી આંખે જોઇ મેં કહ્યું: 'તમારું બોલવું કંઇ જ સમજાતું નથી!'

'તો આવો સમજાવું.'

આમ કહી મને તે પેલા ઝરણાને કિનારે લઇ ગઇ—ત્યાં જલાશયના જેવું સ્વચ્છ નિસ્તબ્ધ પાણી હતું. સંન્યાસિની મારી પાસે આવીને ઊભી રહી. મને તેણે પાણીમાં જોવાનું કહ્યું. દર્પણની પેઠે મારું પ્રતિબિંબ પાણીમાં દેખાયું.

પછી તેણે ધીરે ધીરે કહ્યું: 'જોયો તમારો ચહેરો?—એ વિશાળ છાતી, એ દીર્ઘ લલાટ, એ ચિત્તને ચળાવનારી કાળી આંખો?'

સ્ત્રીને મોંએ પોતાના શરીરની પ્રશંસા મેં આ પહેલી જ વાર સાંભળી. તેથી આના જવાબમાં તેને શું કહેવું તે ન સમજી શકવાથી હું મૂગો મૂગો કેવળ તેના મોં સામે જોઇ રહ્યો.

પછી સંન્યાસિનીએ કહ્યું: 'હવે સમજાય છે કોનો દોષ છે તે?'

મેં તેનો એક હાથ ધીરે ધીરે મારા હાથમાં ખેંચી લઇ કહ્યું: 'અને તમે કદી તમારું આ મોં જોયું છે!'

થોડી વાર મોહમૂઢની પેઠે મારા મોં સામે જોઇ રહ્યા પછી એકાએક સંન્યાસિનીનું ભાન પાછું આવ્યું. મારા હાથમાંથી પોતાનો હાથ છોડાવી લઇ તેણે કહ્યું: 'ના, ના, ના, મારે હવે એ નથી જોવો—મેં આવા શબ્દો ઘણાય સાંભળ્યા છે—દયા કરીને હવે તમે જતા રહો અહીંથી—નહિ તો મારું પ્રાયશ્ચિત અધૂરું રહી જશે.'

નવાઇ પામી હું વિચાર કરવા લાગ્યો કે પ્રાયશ્ચિત મારે લીધે અધૂરું રહી જશે, એ વળી કેવી વાત?

મને વિચારમાં પડેલો જોઈ સંન્યાસિનીએ કહ્યું: 'તમને પગે પડું, અહીંથી જાઓ.'

'છિ છિ! તમે આ શું બોલો છો!—તમારો હુકમ જ મારે માટે બસ છે!'

આમ બોલતાં બોલતાં હું તરત જ ત્યાંથી જતો રહ્યો.

તે દિવસે ક્યાં થઇને અને કેવી રીતે આટલો રસ્તો વટાવી હું ફરી ગોરને ઘેર જઇ પહોંચ્યો તેનો વિચાર કરતાં આજે પણ મને નવાઈ લાગે છે.

મને ઘેર પાછો આવતો જોઈ બઉદિ વગર કારણે હસું હસું થઈ ગયાં, ને બોલ્યાં: 'કેમ ઠાકુરપો, ફાઉન્ટન પેન જડી? ખોટેખોટું સંન્યાસિનીનું નામ દઈ મેં તમને કેવા બનાવ્યા? બહુ દોડાવ્યા, નહિ?

બઉદિ પોતે મને બનાવ્યો સમજી જેટલું હસતાં હતાં, તેટલો હું બન્યો નહોતો. કારણ કે મારું મન તે વખતે મને કહેતું હતું કે મને જે મળ્યું છે તેની તુલના થઈ શકે તેમ નથી.

હશે, નહાઈ ધોઇને પછી ભોજનની વ્યવસ્થામાં ધ્યાન આપવું પડયું. સ્ત્રીઓને શિવરાત્રિનો ઉપવાસ હતો. તેઓ તો પાણી પણ નહોતાં પીવાનાં. થાકીને તેઓ સૌ પથારીમાં પડયાં હતાં. પરંતુ ભૂખથી અમારી તો નાડી તૂટતી હતી. સવારના સાત વાગે નીકળ્યા હતા, અત્યારે ત્રણ વાગી ગયા હતા. દાળ, ભાત, ઘી, તેલ, તપેલી, લાકડાં વગેરે લઇ આવીને અમે જાતે જ ખીચડી ચડાવી દીધી.

પોતાના હાથની પકાવેલી રસોઈ ખાઇ અમે નવાઈ પામી ગયા. 'આહા! શું મીઠી? અમૃત જેવી!'

ખાઇ કરીને મારો મિત્ર પહાડની પેઠે જઇને પડયો પથારીમાં, અને તરત જ એનાં નસકોરાં જોરથી બોલવા લાગી ગયાં. બહારથી એ અવાજ સાંભળ્યો હોય તો બીક લાગે! જાણે ઘરમાં કોઇ દૈત્ય આવી ભરાયો હોય એવું લાગે.

જોડાજોડ મૂકેલી બે પાટ ઉપર એક તરફ સ્ત્રીઓ સૂતેલી હતી, અને બીજી તરફ અમે સૂઇ ગયા હતા. બધાંયે થાકથી બેહોશ બની ગયાં હતાં, એટલે પથારીમાં પડતાં જ સૌ તરત ઊંઘી ગયાં હતાં.

માત્ર મારી આંખમાં ઊંઘ નહોતી. રહી રહીને હું ચમકી ઊઠતો

હતો, ને બહાર નજર કરતો હતો. ક્યારે પેલી ભગવા રંગની સાડી ફરી જોવા મળે એ જ મારા મનની એક માત્ર ચિંતા હતી.

ત્રણ વાગ્યા, ચાર વાગ્યા, અને પાંચ પણ વાગી ગયા. હવે હું અધીરો બની ગયો. પથારી મને ખૂંચવા લાગી. આ લોકો કેમ હજી આવ્યા નહિ ? શું થયું હશે એમને ? આટલું મોડું કેમ ?

આમ વિચારમાં ને વિચારમાં હું ચુપચુપ પથારીમાંથી ઊઠી બહાર આવ્યો. ગોર મહારાજ તેમની સાથે હતા એની મને ખાતરી હતી. એટલે ગોર મહારાજ પણ હજી આવ્યા નથી એમ સાંભળી મારું મન જરા શાંત થયું. તેમ છતાં મેં એક વખત ઘરની અંદર અને બહાર આંખ ફેરવી લીધી. મને થયું, કદાચ બીજે ક્યાંક તો નહિ જતાં રહ્યાં હોય ? ભીડ ભયંકર હતી. લોકો ગોર મહારાજોનાં ઘરોમાં, આંગણાંમાં ને ઊમરામાં પડયાં હતાં.

હું ફરી ઘરમાં આવી સૂઈ ગયો. સામેની ઊઘાડી બારીમાંથી બહાર ઘણે દૂર સુધી જોઈ શકાતું હતું. શિયાળાની સાંજ હતી. આકાશમાં સંધ્યાના રંગો હમણાં જ રેલાવા માંડયા હતા—દૂરનાં ઝાડ પાંદડાં, પહાડનાં શિખર બધું ઝાંખું ઝાંખું થવા માંડયું હતું. હું એ તરફ જોતો ચુપચુપ પડી રહ્યો હતો.

એવામાં ઓચિંતી મારી નજર પડી દૂરથી આવતા ગોર મહારાજ ઉપર. તેઓ હાથમાં એક પોટલી લઇને આવતા હતા. નવો ટુવાલ, ધોતિયું, અને બીજી પણ કેટલીક ચીજો પોટલીમાં હતી. તેમની પાછળ કેટલાક યજમાન આવતા હતા.

હું અવાજ કર્યા વગર બેઠો થયો. એક અજાણ્યા આનંદથી મારું શરીર રોમાંચિત બની ગયું. ઘર અને રસ્તાની વચમાં એક ગટર હતી. એની ઉપર

પતરાં, લાકડાં, વાંસ અને માટીના પુલ જેવું કરેલું હતું. ગોર મહારાજ એ પુલ પર થઇને આવતા હતા. ઘર આગળ આવી તમામ યજમાનોને કુશળ પ્રશ્ન પૂછતા પૂછતા તેઓ અંદર દાખલ થયા. હું તેમની પાછળ આતુરતાપૂર્વક જોઇ રહ્યો. એક, બે, કરતાં કેટલાં યે સ્ત્રીપુરુષો તેમની પાછળ આવ્યાં. પરંતુ સંન્યાસી અને સંન્યાસિની દેખાયાં નહિ! એમ કેમ? એ લોકો કેમ ન આવ્યાં! મેં બારીમાંથી જરા ધ્યાનપૂર્વક રસ્તા તરફ નજર કરી. પછી એકદમ ઘરમાંથી બહાર નીકળી હું ગોર મહારાજની પાસે જઈને ઊભો.

પરંતુ સંન્યાસિની કયાં એમ ગઈ પૂછતાં પહેલાં તો મને ખૂબ જ સંકોચ થવા લાગ્યો. તેથી શરૂઆતમાં તો મેં કેટલાક બિનજરૂરી પ્રશ્નો પૂછ્યા. દાખલા તરીકે આ વર્ષે કેટલા જાત્રાળુઓ આવ્યા હશે, દર વરસે આવું થાય છે કે નહિ, ગોર મહારાજોને ત્યાં જગા ન મળે તો જાત્રાળુઓ કયાં રહે છે? બહાર પડી રહેનારાઓને ટાઢ વિતાડે છે કે નહિ, વગેરે.

ગોર મહારાજ ખૂબ ધીરજથી મારા એ બધા સવાલોના જવાબ આપવા લાગ્યા.

પછી મેં કહ્યું: 'જાત્રાળુઓની ભીડથી તમને આ થોડા દિવસ તો બહુ કષ્ટ પડતું હશે, નહિ?

ત્યાં તો એકદમ જીભ બહાર કાઢી તેઓ બોલી ઊઠયા: 'ના, ના કષ્ટ વળી શું? ઊલટું, તમે બધા આવો છો, અમારા પર દયા કરો છો, અને અમારાં ઘરોમાં તમને કેટકેટલું કષ્ટ પડે છે—તમે કેવા મોટા માણસો—આ ઝૂંપડાંમાં પડી રહેવાનું તમને ફાવે યે ખરું!'

એમના આ ઉદ્ગારો દબાવી દેવાના ઇરાદાથી મેં એકદમ બોલી

નાખ્યુંઃ 'વારૂ, જાત્રાળુઓની ભીડના પ્રમાણમાં તમને મળતર પણ રહેતું હશે, નહિ ?'

આટલી વાતચીત પછી જાણે મેં તેમના મનની વાત કઢાવી. મારા આ સવાલના જવાબમાં હવે તેમણે ખેદપૂર્વક, અગાઉના દિવસો કરતાં, આજકાલ મળતર કેવી રીતે ઓછું થતું જાય છે તેની યાદી આપવા માંડી. તેમના પિતા પિતામહના વખતથી શરૂ કરી તેઓ વર્તમાનની વાત પર આવ્યા હતા, એટલામાં મેં ફરીથી કહ્યું: 'પહેલાં લોકો જાત્રા કરવા આવતા ત્યારે ઘણા દિવસ રહેતા, અને આજકાલ મરીમથીને બહુ બહુ તો ત્રણ દિવસ રહે છે, એને લીધે તો આ નુકસાન વધતું જતું નહિ હોય ને ?'

તેમણે કહ્યું: 'ત્રણ દિવસ રહે તો તો સારૂં—આજે જ જુઓને, અડધાથી વધારે જાત્રાળુઓ તો જતા રહ્યા !'

'હેં ! શું કહો છો ?'

નવાઇ પ્રગટ કરતાં કરતાં મેં પૂછી નાખ્યું: 'વારૂ, પેલા સંન્યાસી મહારાજ કેમ દેખાતા નથી ?'

ગોર મહારાજે કહ્યું: 'દેખાય ક્યાંથી ? એ લોકો તો જતા રહ્યા !'

'જતા રહ્યા ? ક્યારે ?'

'આ સાડા પાંચની ગાડીમાં. અને, હા, તમને આ સમાચાર કહેવાનું કહ્યું હતું. તમારી સાથે તેમની કંઈ ઓળખાણ હતી ?'

'હા, બીજું કંઈ કહ્યું છે ?'

ગોર મહારાજે કહ્યું: 'ના.'

તરત જ મેં ગજવામાંથી ઘડીયાળ કાઢી જોયું. પાંચ ઉપર ચાળીશ મિનિટ થઇ હતી.

મેં તેને પૂછ્યુંઃ 'હં, આ ગાડી બરાબર કેટલા વાગે ઊપડે છે?'

મને ખબર હતી કે ગામડા ગામના લોકો ઘડિયાળમાં મિનિટ, અને સેકંડ કાંટાને હિસાબમાં જ ગણતા નથી. એમને મન એ બિલકુલ બિનજરૂરી ચીજો છે. તેથી ગાડી ચોક્કસ કેટલા વાગે ને કેટલી મિનિટે ઊપડે છે એ પૂછતાં ગોરમહારાજે કહ્યુંઃ 'પાંચ ઉપર પચાસ મિનિટે.'

ઘડિયાળમાં જોયું તો હવે માત્ર નવ મિનિટ બાકી હતી. સ્ટેશનની પાસે જ અમારું ઘર હતું, તેથી વખત ગુમાવ્યા વગર હું સ્ટેશન તરફ દોડયો.

ભીડે ભીડ ! ઠેલાઠેલી કરી જ્યારે હું પ્લેટફોર્મ પર પહોંચ્યો ત્યારે ગાડી ઊપડવાનો પહેલો ઘંટ થઈ ગયો હતો. ગાડીના એકેએક ડબામાં જાત્રાળુઓ ઠસોઠસ ભરાયેલા હતા. મેં ઝપાટાબંધ ડબાઓમાં નજર ફેરવવા માંડી. એક એક કરી છેવટે છેલ્લા ડબામાં આવી પહોંચ્યો ત્યારે ગાડી ઊપડવાનો ઘંટ વાગ્યો.

હું દોડતો છેલ્લા ડબા આગળ પહોંચી ગયો. જોયું તો સંન્યાસિની બારી આગળ જ બેઠેલી હતી, અને પ્લેટફોર્મનો ઉજ્જવળ પ્રકાશ તેના મોં પર પડતો હતો. ઉપવાસથી કંઇક ક્ષીણ અને મ્લાન થયેલું એ મોં જોઇ, જાણે સવારના ખીલેલા ફૂલની ઉપર સંધ્યાના ચાંદાનું અજવાળું પડતું હોય એવું લાગતું હતું !

મને જોતાં જ એકદમ તેની આંખો અધિક ઉજ્જ્વલ બની ગઇ.

ધીમું હસીને તે બોલીઃ 'કોને ખોળો છો ?'

મારો કંઠસ્વર તે વખતે કાંપતો હતો. મેં કહ્યુંઃ 'તમને.'

મોં બહાર કાઢી સંન્યાસિનીએ કહ્યુંઃ 'મને ? શા સારૂ કહો તો— કંઇ કામ હતું ?'

મેં કહ્યું: 'કામ ? ના, એવું તો કંઇ નથી, તો યે હાં—તમે શું આજે જ જાઓ છો ?'

બાળકની પેઠે હસતાં હસતાં સંન્યાસિનીએ કહ્યું: 'હજી યે એ વિષે કંઇ શંકા રહે છે ?'

ગાડી તે વખતે રીતસર ચાલવા માંડી હતી. મેં તેની સાથે સાથે ચાલતાં ચાલતાં કહ્યું: 'તમારું ઘર ક્યાં આવ્યું ?'

'નહિ કહું.'

મેં ફરી આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું: 'કેવા મૂરખ છો! સંન્યાસીઓને તે ઘર હોય ખરાં ? એ લોકો જ્યારે જ્યાં હોય ત્યાં તેમનાં ઘર.'

'તો ફરી ભેટો ક્યાં થવાનો ?'

હસી પડી તે બોલી: 'વૃંદાવનમાં મારા ગોસાંઇ !'

ગાડી પ્લેટફોર્મ છોડી નીકળી ગઈ હતી. હું ચૂપ થઇ ત્યાં ઊભો ઊભો ગાડી તરફ જોઈ રહ્યો. ગાર્ડના ડબ્બાની લાલ બત્તી ધીમે ધીમે અંધારામાં અદૃશ્ય થઇ ગઇ.

મુકામે પાછો આવી હું ફરી પથારીમાં પડ્યો. હજી યે બધાં ઊંઘતાં હતાં—એક તો ઉપવાસ હતો, તેમાં પહાડ પર ચડીને સૌનાં શરીર થાકીને લોથપોથ બની ગયાં હતાં. મારું પણ શરીર બહુ ખરાબ

લાગતું હતું. પરંતુ પથારીમાં પડયા પછી, મોડી રાત સુધી મારી આંખે ઊંઘ આવી નહિ. તેથી બીજાં બધાં જ્યારે નિરાંતે ઊંઘતાં હતાં, ત્યારે કોઇ અજાણ્યુ વેદનાથી મારું હૃદય તરફડતું હતું.

આવી રીતે રાત વીતી ગઈ.

બીજે દિવસ પણ અમે ત્યાં રહ્યાં. ત્રણ રાત ન રહેવામાં આવે તો જાત્રાનું ફળ પૂરું મળે નહિ. છેવટે નીકળવાને દિવસે બ્રહ્મ-ભોજન કરાવી, 'સુફળ' લઈ, અમે સરસામાન બાંધવા લાગ્યાં. સાંજે ગાડી જતી હતી.

એટલામાં ગોર મહારાજ એક મોટો ચોપડો લઈને આવ્યા, તેમાં અમારે અમારાં નામઠામ બધું લખવાનું હતું. અમે દરેકે તે ચોપડામાં સહી કરી આપી. આ ચોપડો જ ગોર મહારાજોનું સર્વસ્વ હતું, તેમના ધંધાની એકમાત્ર પૂંજી હતી. સહી કરતી વખતે મારું શરીર એકદમ રોમાંચિત થઈ ગયું. મને થયું કે દૂરના ભવિષ્યમાં કોક દિવસ, કદાચ મારાં પુત્રપુત્રી, પૌત્ર કે પ્રપૌત્ર આ તીર્થની જાત્રા કરવા આવશે ત્યારે આ મારા હસ્તાક્ષર જોઈ નવાઈ પામશે. કોઈ વળી ભૂતકાળમાં થઈ ગયેલા પોતાના પિતા પિતામહની આ સહી સાશ્ચર્ય જોઈ રહેશે, કોઈ વળી પૂર્વ પુરુષના આ હસ્તાક્ષરને કંઇક કાંપતે હાથે સ્પર્શ કરશે. એ અનાગત યુગના ભાવિ વારસોના આનંદમિશ્રિત મુખ-મંડળની વાત યાદ આવતાં મારો હાથ પળભર જરા કંપી ઊઠ્યો.

મેં સૌની પછી સહી કરી. શાહી ચૂસ જોવા જતાં ચોપડામાં એકાએક એક છોકરીના હસ્તાક્ષર જોઇ મારી આંખો ચમકી ઊઠી.

ગોર મહારાજે કહ્યું: 'આ પેલી સંન્યાસિનીની સહી છે!'

ઠેકાણું મળ્યું ! મારું મન આનંદથી નાચી ઊઠયું ! અતિ સુન્દર છોકરી આ હસ્તાક્ષરમાં લખેલું હતું : શ્રીમતી મેનકાદેવી, પતિનું નામ વ્રજેન્દ્ર વાગચી, કદમકુંયા, મુ. પટણા.

ચટ કરીને બહાર આવી એક કાગળમાં મેં એ સરનામું લખી લીધું.

તીર્થસ્થાનમાં આવીને જૂઠું બોલાય નહિ. તેથી આ સરનામું વગેરે સાચું જ છે, એ વિષે મારા મનમાં બિલકુલ સંશય રહ્યો નહિ. ઊલટું, એ વાતનો વિચાર કરતાં હું તે વખતે મનમાં ગર્વ અનુભવવા લાગ્યો કે સંન્યાસિનીએ જે ઠેકાણું છુપાવવા માટે મને આટલો ટટળાવ્યો, તે બાબા ચંદ્રનાથે પોતે જ મારા હાથમાં લાવીને મૂકી દીધું. ઘરનું સરનામું હાથ લાગ્યું છે એટલે હવે કોક દિવસ જરૂર ભેટો થવાનો જ, એવો વિચાર કરતાં મારું મન એકદમ પ્રફુલ્લ બની ગયું.

ફરી સંન્યાસિનીના એ મજાકભર્યા શબ્દો મને યાદ આવ્યા: 'વૃંદાવનમાં, મારા ગોસાંઇ !'

ભારે ઉત્સાહપૂર્વક ગાંસડાપોટલાં બાંધી સૌને લઈ હું ગાડીમાં બેઠો. ચંદ્રનાથની જાત્રા મારી પૂરી થઇ !

: ૪ :

તે વખતે હાવડા જીલ્લાના એક ગામડામાં હું રહેતો હતો. માર્ટિન કંપનીની ટ્રેન દિવસમાં બે વાર ત્યાં આવતી અને બે વાર જતી. રેલવે સ્ટેશનથી મારું ગામ સાડા ત્રણ કોશ દૂર હતું. બળદ ગાડીમાં જાઓ કે પગે ચાલતા જાઓ—આ સિવાય બીજું કોઈ વાહન નહિ મળે. અમે લોકો પગે ચાલતા જ જતા. કારણ કે પગે ચાલતા જવામાં બળદગાડીમાં જવા કરતાં બહુ ઓછો વખત થતો.

એ ગામડામાં વર્તમાન સભ્યતાનું કોઇ પણ ચિહ્ન જોવા મળતું નહોતું. બસો વરસ પહેલાં અહીંના લોકો જેવા હતા, તેવા જ તેઓ આજે પણ છે એમ કહીએ તો જરા પણ ખોટું નથી. પ્રગતિ કદાચ જ્ઞાનની બાબતમાં, એટલે વિદ્યાવૃદ્ધિ અને ભણતરની બાબતમાં થયાનું કહી શકાય. કારણ કે જૂના જમાનાની પાઠશાળા હવે હાઈસ્કૂલ બની હતી—ચટાઇની જગાએ બેન્ચો આવી હતી, ગુરુમશાઈની જગાએ માસ્ટારમશાઈ આવ્યા હતા! આ સિવાય વનજંગલ, મેલેરિઆ, ગંધાતાં ખાબોચિયાં, કાચા રસ્તા, અને કુસંસ્કાર બધું તેમનું તેમ હતું. પાયખાનું શી ચીજ છે તેની ત્યાંના લોકોને હજી ખબર નહોતી.

સ્ત્રીઓ ખેતરોમાં જતી,—તળાવમાં કાદવ ચોપડી માછલાં પકડતી,—પુરુષોની સાથે એક જ ઘાટ પર આધું ઓઢીને નહાઈ લેતી.

સ્ત્રીઓનું ભૂષણ લજ્જા એ વાત અહીંની સ્ત્રીઓને જોઇને જ કોઇ મહાપુરુષ પ્રથમ લખી ગયો હશે, કારણ કે કોઈપણ પુરુષ સામો મળ્યો કે બસ, અહીંની સ્ત્રીઓ એકદમ છાતી સમાણો ઘૂમટો ખેંચી લાજ કાઢવાની! નાનું મોટું જોવાનું નહિ—ઉંમરનો ભેદભાવ નથી —ચૌદ વરસના છોકરાથી માંડી ચોસઠ વરસના ડોસા સુધીના બધા જીવ સરખા. એ ઘૂમટો કાઢવામાં જરૂર કંઇક રહસ્ય છે—રહસ્ય એ કે પુરૂષ માત્રનો તે સ્ત્રીઓને અવિશ્વાસ છે.

ટૂંકમાં, ત્યાંની સ્ત્રીઓ સૂર્યને પણ મોં દેખાડતી નથી.

હું આવા સમાજમાં મોટો થયો છું અને નાનપણથી જ એ લોકોના ઘૂમટા જોઉં છું. રૂપવતી કહી શકાય એવી તો એક પણ રમણી મેં આ આંખે દીઠી નથી. ઊલટું, જેની સામે જોતાં ચીતરી ચડે એવી કુબડીઓ પણ અમને જોઈ ઘૂમટો ખેંચી લે છે. એમને જોઇને મને હસવું આવે છે, અને દુઃખ પણ થાય છે. આ ઘૂમટાની શોધ જેમને માટે પહેલવહેલી થઈ હતી તે રૂપરમણીઓ મને યાદ આવી જાય છે. હાય! આજે ક્યાં છે એ સર્વનાશક રૂપરમણીઓ! ક્યાં ગઈ એ, જેને જોઇને પુરુષો ઉચ્છૃંખલ બની જતા, અને લાલસાની ઝાળમાં એમનાં સંયમનાં તમામ બંધન બળીને ખાખ થઈ જતાં!

કાળની ગતિ વિચિત્ર છે. તેથી આજે રૂપ નથી, પણ ઘૂમટો છે; પુરુષ છે, પરંતુ એનો એ અસંયમ નથી. તેમ છતાં હજી સ્વભાવનો ધર્મ પૂરો મરી ગયો નથી. ઊંમર વધવાની સાથે સાથે પુરુષના મનમાં રૂપની તૃષા જાગે છે. નવાઇ પામીને એ અનેકવિધ ઘૂમટામાં એ રમણીને જોવા મથે છે અનેકરૂપે—મા, બહેન, કાકી, માસી, ફોઈની અંદર.

અહીં એક વાત કહી દઉં કે કમનસીબે હું જે કુટુંબમાં મોટો થયો છું ત્યાં આ તક મને મળી નથી. નાનપણથી જ સ્ત્રીનો સંસ્પર્શ મને કદી મળ્યો નથી,—તેમણે ખરેખર પર સમજી મને આઘો ને આઘો રાખ્યો છે! તેથી નાનપણથી જ આ નારીજાતિ તરફ મને એક અદ્ભુત મોહ હતો, અદમ્ય આકર્ષણ હતું. જેને કદી જોઈ નથી, છતાં કલ્પનામાં જોઇ છે,—જે જગતના સકળ માધુર્યની ખાણ છે, રસનો આધાર છે, રમણીય ગુણોનો ભંડાર છે,—તેને પામવા માટે મારું મન હમેશાં ભિખારીની પેઠે ભટકતું હતું.

તેથી ઘણા દિવસ થવા છતાં હું એ સંન્યાસિનીને ભૂલી શક્યો નથી. એ હાસ્ય, એ વાત કરવાની રીત, એવી રસિકતા કોઈ પણ સ્ત્રીમાં મેં આ પહેલાં કદી જોયાં નહોતાં. જીવનમાં પહેલી જ વાર હું એ જોઈ નવાઇ પામ્યો હતો.

કલ્પનાનો એ પહેલો ઉદય યાદ આવતાં આજે પણ રાત્રે ઓચિંતાનો હું જાગી જાઉં છું, વર્ષાઋતુની મેઘલી સાંજે આજે પણ મારું મન કોઇના વિચારે ક્ષુબ્ધ બની જાય છે, આજે પણ ફાગણના દિવસોમાં ફૂલની ગંધ અને ચંદ્રમાની ચાંદની જોઇ મારાથી દીર્ઘ નિઃશ્વાસ નખાઇ જાય છે!

આવું કેમ બને છે? મનને એ પ્રશ્ન હું ફરીફરી પૂછું છું. શા માટે કોઇ સુન્દર ચીજને જોતાં જ તેને પોતાની કરવાનું મન થાય છે? સરસ વસ્તુ તરફ આટલું પ્રલોભન શા માટે છે? વામણો છતાં હાથ લંબાવીને ચાંદાને પકડવાની વૃત્તિ મને કેમ થાય છે? જે કદી મારૂં થવાનું નથી, જેને હું કદી પામવાનો નથી, તેને માટે શાથી મારૂં મન બ્હાવરૂં બને છે તેની આજે પણ મને સમજ પડતી નથી. ભગવાન જાણે! નિષ્કિંચન ભિખારી, ધનવંતની હવેલીને જોઈને દીર્ઘનિઃશ્વાસ

નાખી ચાલ્યો જાય છે તેનું પણ આવું જ કારણ હશે એમ હું ધારું છું.

હું ગરીબ છું, બેકાર છું—કમાવાની કોશીશ નથી કરતો એમ નહિ. ગામડાગામમાં રહીને જેટલી મળી એટલી જાતની નોકરીની ઉમેદવારીઓ કરી, છેવટે હેરાન થઇ મેં ગામનાં બે ત્રણ છોકરાંને ભણાવવાનો ધંધો શરૂ કર્યો છે. પગાર નહિ જેવો, ને વૈતરૂં ગધેડાના જેટલું. તેમ છતાં, એ કરીને જેમ તેમ દિવસો ગુજારૂં છું. અને વચમાં વચમાં સ્ટેશન માસ્તરને ઘેર જઈ છાપાંની જાહેર ખબરો વાંચી નોકરી માટે અરજીઓ પણ મોકલું છું. કોઇનો જવાબ આવે છે તો કોઇનો નથી આવતો. આવી રીતે આશા નિરાશામાં દિવસો પસાર થઈ જાય છે.

એવામાં એક દિવસ અચાનક એક જાહેર ખબર નજરે પડી. પટણાની કોઈ એક પૈસાદાર પેઢીને, દેશપરદેશ ફરીને દવાઓ વેચી શકે તેવો માણસ જોઈએ છે.

પટણા ! એ નામનો ઉચ્ચાર કરતાંની સાથે સાથે મારા શરીરનું એકેએક અંગ ચકિત બની ગયું. એ ત્રણ અક્ષરમાં જાણે મારી બધી આશાઓ ને આકાંક્ષાઓ પડીકે બંધાઈને પડી હોય તેવું મને લાગ્યું. જે શહેર મેં કદી નજરે જોયું નહોતું, એટલું જ નહિ, પણ તે ક્યાં છે, કેવું છે, તે વિષે મને કશીયે ખબર નહોતી, તે શહેર વિષે જાણે મને એમ લાગવા માંડયું કે એ મારું અતિ પરિચિત સ્થાન છે, અને કેટલોયે દિવસની કેટકેટલી સ્મૃતિઓ ત્યાં સંઘરાયેલી પડી છે !

તે જ દિવસે મેં એક અરજી લખી રવાના કરી દીધી ! બહુ આશા તો નહોતી, તો પણ—.

થોડા દિવસ પછી જવાબ આવ્યો: 'અહીં આવીને મળી જાઓ !' હાસ્તો, વગર મુલાકાતે કોઇ નોકરી મળે ખરી ?

મેં કાકીને જઈને વાત કરી.

પહેલાં તો તેમણે ના પાડી. છેવટે જ્યારે મેં તેમને ખાતરી આપી કે નોકરી તો નક્કી જ છે—નહિ તો હું આટઆટલું ખરચ કરી ત્યાં જાઉં ખરો ? ત્યારે તેમણે મને થોડા રૂપિયા ઉછીના આપવાની હા પાડી.

બીજે જ દિવસે હું એક બિસ્તરો અને થોડાં કપડાં એક પેટીમાં લઈ ઊપડી ગયો.

પટણા જંકશન સ્ટેશને બીજે દિવસે ઊતર્યો ત્યારે સવારના નવ વાગ્યા હતા.

સ્ટેશનેથી શહેરમાં જવા એક્કો કર્યો. ભાગમાં ચાર પૈસા આપ્યા કે અદાલતગંજ ! એક્કો ખૂબ સરસ હતો ! ઘોડો તીરવેગે દોડતો જતો હતો, અને અમે ચાર જણ એની પાછળ ગાદી તકિયાવાળા સિંહાસન જેવા એક ઉચ્ચ આસન ઉપર બેઠા હતા—માથા પર કોઈ છત્ર નહોતું, પકડીને બેસવાનું કોઈ સાધન નહોતું. માત્ર રબર ચડાવેલાં બે જબરાં પૈડાં પાકા રસ્તા ઉપર નિઃશબ્દ દોડી રહ્યાં હતાં. બાળપણમાં ગોખેલી પેલી લીટી મને યાદ આવી : ‘એક્કા ગાડી દોડે ખૂબ !’

ટ્રામ, બસ, રીક્ષા, ફિટન, વગેરે કલકત્તા શહેરનાં અનેક પ્રકારનાં, અતિ આધુનિક, વિજ્ઞાનની કરામતવાળાં, આરામપ્રદ વાહનોમાં બેઠો છું. પરન્તુ એ દિવસે એક્કામાં બેસીને મને જે આનંદનો અનુભવ થયો તેનું વર્ણન થઈ શકે તેમ નથી.

દવાખાનાની સામે ગોવિંદ મિત્રનો રોડ હતો. તે રસ્તા પર પેસતાં જ એક્કો એક હોટલની સામે ઊભો રહ્યો. બે માળનું મકાન હતું, પરન્તુ ઊપલા માળનું છાપરું દેશી નળીયાંથી છાયેલું હતું. વીશી

ખૂબ સસ્તી હતી; બે ટંક ખાવાનું અને રહેવાનું ખર્ચ માત્ર ચૌદ પૈસા. માલિક એક ડોસો હતો—ધોળી મૂછો હતી, કદાવર શરીર હતું, બારણા આગળ બેસીને હુકો પીતો હતો. અમને જોઈને મીઠું હસી તેણે અમારું સ્વાગત કર્યું. અંદર જઈને જોયું તો ઘણા બંગાળી છાત્રો હતા. તેમાંના કેટલાક લૉ કૉલેજમાં ભણતા હતા, તો કોઈ મેડિકલ કૉલેજમાં ભણતા હતા. મેં મેડા પર એ લોકોની જ એક ખોલીની પાસે મુકામ કર્યો. સરખી ઉંમરનાંનું સૌને આકર્ષણ થાય.

દવાખાનાની અંદર થઇને એક રસ્તો સીધો ગંગાના ઘાટ તરફ જાય છે. લૉ કૉલેજના છોકરાઓ નહાવા જતા હતા. હું તેમની સાથે થયો. ઘરમાં નહાવા માટે નોકર દરેકને ટાંકામાંથી પાણી કાઢી આપે છે, પણ એવા પાણીએ નહાવું મને બિલકુલ ગમતું નથી. હું રહ્યો ગામડાગામનો છોકરો. તળાવમાં શેલારા દઈ, પાણીને ઊંચું નીચું કર્યા વિના નહાવાની મને ટેવ નથી. તેથી નદીએ નહાવાની વાત સાંભળી મારો ઉત્સાહ વધી ગયો.

અહીંની ગંગા જોઈને હું મુગ્ધ બની ગયો. વિરાટ પટ—આ પારથી પેલીપાર નાખી નજર પહોંચતી નથી. સદાય તરંગમય, ચંચળ આસમાની પાણી ! બાંધેલો કોઈ ઘાટ નહિ,—ભાંગેલો માટીનો કિનારો, ચારે તરફ પથરા ને કાંકરા વેરાયેલા !

કિનારા પર જોડા ને કપડાં કાઢી હું પાણીમાં ઊતર્યો. બરફના જેવું ઠંડુ, અને સ્વચ્છ પાણી હતું. તેનો સ્પર્શ થતાં આખું શરીર અને મન ઠરી ગયું. ઘડીકમાં હું ગળાબૂડ પાણી સુધી પહોંચી ગયો.

ગંગા શબ્દથી હું કાલીઘાટ અને કલકત્તાની ગંગા સમજું છું. પરન્તુ ત્યાંનું ગંદું ડહોળાયેલું પાણી યાદ આવતાં જ નહાવાની ઇચ્છા ઊડી જાય છે. પરન્તુ અહીં તો એવું પાણી હતું કે મને નીકળવાનું મન જ થતું નહોતું. ખૂબ તર્યો, અનેકવાર ડુબકીઓ ખાધી; પછી

જ્યારે બહાર નીકળ્યો ત્યારે જાણે મારું આખું શરીર સ્નિગ્ધતાથી ભરાઈ ગયું હતું.

સ્નાન કરીને આવ્યા પછી હું જમવા બેઠો. નોકર આસન ઢાળી પાણીનો પ્યાલો મૂકી ગયો. રસોયો આવીને ભાત પીરસી ગયો.

મેં કહ્યું : 'ઠાકુર, જરા મીઠું આપી જજો !'

પાસે બેઠેલાઓએ મને ધીરે રહીને ચેતવ્યો : 'ઠાકુર ના કહેશો, નહિ તો એકદમ ચટી જશે ! બાબાજી કહીને બોલાવજો. અહીં બિહારમાં લોકો નાપિતને ઠાકુર કહે છે.'

ઓ મા ! એક જ શબ્દ જુદા જુદા દેશમાં જુદા જુદા અર્થમાં વપરાતો હશે તેની મને કેમ ખબર પડે ? બંગાળ છોડીને મારા જીવનમાં આ પહેલી જ વાર બહાર નીકળ્યો હતો !

'બાબાજી !'

જાડા અને ભારે ગળામાંથી જોરદાર અવાજ સંભળાયો. હું ચમકી પડ્યો. થયું શું !

જોઉં છું તો એકદમ રસોયાએ દોટ મૂકી, અને અમારી સામે પેલી તરફ પડદા જેવું કરેલું હતું તેની નજીક જઈને એ ઊભો. પછી પાછો દોડતો દોડતો આવી અમને પીરસવા લાગ્યો.

હું એક ચિત્તે બિહારીઓની બંગાળી રસોઈમાંથી રસગ્રહણ કરવાનો પ્રયત્ન કરતો હતો, એવામાં ફરી પેલો હુંકાર, જાડા જોરદાર ગળામાંથી નીકળીને, શબ્દવેધી બાણની પેઠે મારા કાનમાં આવી પહોંચ્યો —'પાન્તુ—એ પાન્તુ ?'

ગભરાઈને ભયભીત બનીને નોકરે તરત જ જવાબ દીધો : 'જી સરકાર !'

પછી એ અદ્દભુત કંઠમાંથી બિહારી ભાષામાં અતિ વેગથી જે શબ્દો ઉચ્ચારાઈ ગયા, તેનો એક અક્ષરે હું સમજી શક્યો નહિ. માત્ર જોયું તો, બે મિનિટ પછી, માછલીના શાકની એક વાટકી કોઈ મારી થાળી આગળ ઠક કરીને મૂકી ગયો. બિહારી લોકો નિરામિષાહારી છે, છતાં આ વીશીમાં બંગાળી બાબુઓને માટે માછલીની ગોઠવણ છે, એ મને બતાવવા માટે આ હુંકાર થયો હતો !

મેં પાસેના બંગાળી ગૃહસ્થને પૂછ્યું: 'આ પડદા પાછળથી કોનો ઘાંટો સંભળાય છે?'

તેણે ધીમેથી જવાબ દીધો : 'અરે, એ તો ઘરધણિયાણી છે.'

મેં નવાઇ પામી પૂછ્યું : 'ઘરધણિયાણી ?'

'હા, હા, ઘરધણીની સ્ત્રી ! કોઈને મોં દેખાડતાં નથી, પણ આખી વીશી એ જ ચલાવે છે. એની પ્રખર દૃષ્ટિથી કશું છૂપું નથી ! અને એનો ધણી તો કશું જ કરતો નથી, માત્ર બેઠો બેઠો હુકો પીએ છે, બસ!'

એનું કહેવું કેટલું સાચું હતું તે હું ખાતાં ખાતાં, એટલા વખતમાં જ, રહી રહીને આવતા ઘરધણિયાણીના હુંકાર સાંભળીને સમજી ગયો. પરન્તુ કેવી પ્રખર નજર હતી એ ઓરતની ! ક્યાંય જરા પણ અવ્યવસ્થા થવા ન પામે. ચોકીદારની પેઠે રાત ને દિવસ તેની આંખો એ પડદા પાછળ રહીને, તમામ કામકાજની પાછળ દોડતી હતી. ઘરબાર, સરસામાન, પાણી, સીધું સરસામાન, અને ચટણીથી માંડીને શાક સુધી બધું ઘડિયાળના કાંટાની પેઠે રીતસર ચાલ્યા કરતું હતું. કોઈ ક્યાંય થાપ આપી શકે નહિ. નોકરચાકર તેનાથી ધ્રૂજતા રહેતા હતા. અને હોટેલ કંઈ નાની નહોતી. જેઓ ત્યાં ખોલી રાખીને રહેતા હતા, તેનાથી બમણા માણસો બહારથી જમવા આવતા હતા. સસ્તામાં

સસ્તી હોટેલોમાં આ જ હોટેલ, કહે છે કે, ખાવાપીવાની બાબતમાં સૌથી સારી અને સુઘડ વ્યવસ્થવાળી હતી.

માત્ર તે વખતે જમવા બેઠેલા માણુસોની ભીડ જોઇને જ હું સમજી શકયો કે આની કેટલી ખ્યાતિ હશે! એક અભણુ હિંદુસ્તાની બાઇની કાર્યશક્તિ જોઇને, હુ નવાઇ પામી ગયો. સાથે સાથે મને આપણા દેશની સ્ત્રીઓ યાદ આવી આ સ્ત્રીઓની સાથે સાથે એમને સરખાવતાં, શરમથી મારું માથું નમી ગયું.

આપણા દેશમાં મધ્યમ વર્ગની સ્ત્રીઓ પતિને મદદ કરવી તો દૂર રહી, પણ એને અનેક રીતે હેરાન પરેશાન કરી નાખે છે—અને આ દેશની સ્ત્રીઓ પતિને પડખે આવીને ઊભી રહે છે, ને તેને મદદ કરે છે—પોતાના શ્રમદ્વારા, બુદ્ધિદ્વારા, સેવાદ્વારા. આ સ્ત્રીઓ પુરુષને પ્રેરણા આપે છે, શક્તિ આવે છે, જ્યારે આપણા દેશની સ્ત્રીઓ તેને આપે છે નિરાશા અને અકર્મણ્યતા.

ખાધા પછી જરા આરામ લેવા માટે મેં પથારી સાફ કરી. મારી જ જોડેની પથારીમાં બીજો એક ગૃહસ્થ એટલામાં લાંબો થઇને પડયો પડયો સિગરેટ તાણતો હતો. એક જ ઓરડામાં જેની સાથે રહેવાનું છે તેની સાથે વાતચીત જમાવવા માટે મેં પહેલાં તો આ વીશીની સરસ વ્યવસ્થા વિષે તેની આગળ પ્રશંસા કરી. પછી જોઇ લ્યો ! ગ્રામોફોનને એકવાર ચાવી આપ્યા પછી તે જેમ એની મેળે વાગ્યા કરે, તેમ એ ગૃહસ્થે, પછી હોટેલની વાત શરૂ કરી દીધી.

તેઓ કલકત્તાની કોઈ કંપનીના પ્રતિનિધિ હતા, અને દર મહિને અહીં તેમના ધંધાના કામે આવતા હતા. એટલે તેઓ મારા કરતાં આ વીશી વિષે વધારે જાણતા હતા એવું મારી આગળ સાબીત કરવા તેઓ તલપાપડ બની ગયા હતા. ૧૯૨૬ની સાલથી ૧૯૩૬ની સાલ સુધી તેઓ આ વીશી મૂકીને તેઓ બીજે કયાંય ઉતર્યા નહોતા એટલે અહીં

હતું આવીને તેમણે ક્યારે શું જોયું હતું. એ બધું એક શ્વાસે મને સંભળાવવા તેઓ અધીરા બની ગયા હતા.

ઊંઘથી, તે વખતે, મારી આંખો ઘેરાતી હતી, અને હું મનમાં મનમાં ખૂબ ચીડાઇ રહ્યો હતો. એવામાં તેમણે અવાજ જરા ધીમો કર્યો, ને એક વખત પૂંઠ ફેરવી દરવાજા ભણી નજર કરી લઇ કહ્યું: 'ખબર છે, આ ઘરધણિયાણી પોતાના પુરુષને ભગાડી લાવી છે!'

અકસ્માત્ જાણે મારી ઊંઘ જાણે ઊડી ગઈ!

મેં નવાઈ પામી પૂછ્યું: 'શું કહો છો, હું તો હમેશાં એવું સાંભળતો આવ્યો છું કે પુરુષો જ સ્ત્રીઓને ભગાડી જાય છે,—આ તો એથી ઊંધું દેખાય છે!'

તેમણે કહ્યું: 'એ જ ખુબી છે તો! આ વાતની કોઇને ખબર નથી, એ તો હું દશ દશ વરસથી અહીં જા આવ કરું છું ખરો ને, એટલે જાણી ગયો છું.'

'કેવી રીતે જાણ્યું?'

'અરે મશાય, એ તો લાંબી વાત છે. તે વખતે હું અહીં માત્ર બીજી વખત જ આવેલો! અચાનક એક દિવસે રાતે બૂમાબૂમ સાંભળી મારી ઊંઘ ઊડી ગઈ. નીચે જઇને જોઉં છું તો પોલિસને લઇને આ વીશી-માલિકની સ્ત્રી અને તેના ઘરનાં માણસો આવી પહોંચ્યાં હતાં—એ લોકો માલિકને બળજબરીથી પાછો ઘેર લઈ જવા આવ્યાં હતાં. ડોસો તો જતો હતો, પણ એટલામાં આ ઘરધણિયાણી દોડતી જઇ પહોંચી તેનો હાથ પકડી ખેંચીને બોલી:

'ક્યાં જાય છે?'

ડોસાએ કહ્યું: 'મને છોડ, ઘેર જાઉં છું. હવે બળજબરીથી મને પકડી ન રાખ!'

ઘર ધણિયાણીએ કહ્યું : 'તું ન જા, તને કશું દુઃખ નહિ પડે. તારી પાસેથી હું એક પૈસો પણ નહિ માગું. હું જાતે ધંધો કરીને તને ખવડાવીશ.'

ડોસો પણ એ સાંભળી કબુલ થઈ ગયો. અને ત્યારથી બેઉ જણાં લહેરથી રહે છે. કોઇ કોઇને છોડીને એક દિવસને માટે ઘણું ક્યાંય જતું નથી.

મેં કહ્યું : 'ડોસાની વહુનું શું થયું ?'

'શું થાય ? રોઇ માથાં કૂટીને પાછી ઘેર ગઇ, અને કહે છે કે તે પછી થોડા વખતમાં તેણે ઝેર ખાઇને આત્માહત્યા કરી.'

આપણા દેશમાં સ્ત્રીઓને માથેથી કયારે આ અન્યાય, અને અત્યાચાર દૂર થશે એનો વિચાર કરતાં કરતાં હું ઊંઘી ગયો.

થોડા વખત પહેલાં જે હિંદુસ્તાની સ્ત્રીનો વિચાર કરતાં મને આનંદ થયો હતો, તે જ સ્ત્રી તેના જ જેવી એક નિર્દોષ અને સરળ બાલિકાના મૃત્યુનું કારણ બની હતી, તેને જ લીધે એક ઘરસંસારની શાંતિનો સમૂળગો નાશ થઇ ગયો હતો. એ જ્યારે જાણ્યું, ત્યારે મારૂં મન એનો વિચાર કરતાં વિષમય બની ગયું. સાથે સાથે એ ઘર, અને એ સંસારનું સ્વરૂપ બદલાઈ ગયું. મને માત્ર એવું જ થવા લાગ્યું કે આ ઘરમાં આશ્રય લઇને હું અનેક અન્યાયને ટેકો આપી રહ્યો છું. તે જ વખતે મને તે સ્થળ છોડીને જતા રહેવાની ઇચ્છા થઈ. પરંતુ તે જ દિવસે સાંજે નોકરીને માટે મળવા જવાનું હતુ, એટલે તેનું શું પરિણામ આવે છે તે જણ્યા વગર કોઈ નવી વ્યવસ્થા ન કરવાનું મેં નક્કી કર્યું.

ગમે તેમ હો, ભગવાનની દયાથી તે જ દિવસે મારી નોકરીનું નક્કી થઇ ગયું. મારો ચહેરો જોઇને શેઠ ખુશ થઇ ગયા. કહે: 'તમારે સૂટ પહેરવો પડશે.'

મેં ગમત કરી કહ્યું: 'મને શૂટ કરો તોયે મારાથી સૂટ નહિ પહેરાય.'

તકિયાને અઢેલીને કમર ખંજવાળતાં મારા એ હિંદુસ્તાની શેઠે કહ્યું: 'ક્યોં? આપ તો દેખતે બહુત સ્માર્ટ હૈ, સૂટ પેરનેસે ઔર જ્યાદા સ્માર્ટ માલુમ હોગા.'

મેં કહ્યું: 'બહુ સ્માર્ટ થાઉં તો લોકો પાછા મને છોકરામાં ગણી કાઢશે, એટલે એથી તમારૂં કામ જોઇએ એવું નહિ થાય. તેના કરતાં આ ખાદીનો ઝબ્ભો અને ચાદરમાં તમારું કામ વધારે થશે.'

'અચ્છા રહને દો—કામકા ક્ષતિ હોનેસે સૂટ નહિ મંગતા.'

હું હસીને નમસ્કાર કરી પાછો ફર્યો.

બીજે જ દિવસે મારે નોકરી પર હાજર થઇ જવાનું હતું. દેશી દવાઓની કંપની હતી—મારે દેશ વિદેશ ફરીને તેમની દવાઓનો પ્રચાર કરવાનો હતો. પગાર ઉપરાંત મને મુસાફરીનો બધો ખરચો મળે અને મુસાફરી દરમિયાન રોજના ખોરાકીના બે રૂપિયા વધારાના મળે!

મને તો જાણે આકાશનો ચાંદો હાથમાં આવી ગયો હોય એવું લાગ્યું! આ અણધાર્યું સૌભાગ્ય આવી મળતાં આનંદથી મારી નસે-નસમાં લોહી ઉછાળા મારવા લાગ્યું.

હવે સંન્યાસિનીની વાત મને યાદ આવી ગઇ. મેદાનની પાસે પોલિસ થાણું હતું, તેની પડખે થઇને એક રસ્તો સીધો ચાલ્યો જતો હતો. એ રસ્તે લોકોને પૂછતો પૂછતો હું કદમકુંયા તરફ ચાલ્યો.

હજી સાંજ પડી નહોતી. હમણાં જ એક બે ઘરોમાંથી શંખનો અવાજ આવવા માંડયો હતો, અને કોઈ કોઈ ઘરની કાચની બારી-માંથી હમણાં જ વીજળીનો પ્રકાશ થતો દેખાયો હતો. થોડીવારમાં હું એક ઘર આગળ આવી ઊભો. જોયું તો દરવાજા પર લખેલું હતું : 'મેનકા ભવન.'

બેઠા ઘાટનું સુંદર મકાન હતું. ચારે તરફ વિશાળ બાગ હતો. બગીચામાં યુકેલિપ્ટસ, વિલાયતી પામ, મૅગનોલિયા, ગ્રાન્ડીફ્લોરા વગે-રેનાં ઝાડ હતાં. તેની વચમાં થઇને સીધો લાલ કાંકર પાથરેલો રસ્તો હતો, અને અસંખ્ય નાના નાના દેશી વિલાયતી ફૂલછોડ તથા લતા-મંડપો કૃત્રિમ પહાડો, અને ઝરણાંથી શોભી રહ્યા હતા.

છાતી ધડક ધડક થવા લાગી. આ જ શું પેલી સંન્યાસિનીનું ઘર હશે? બે વરસ થઇ ગયાં, હવે એ મને ઓળખી નહિ શકે તો? મૂગો મૂગો ઊભો હું વિચાર કરવા લાગ્યો કે શું કરવું?

એવામાં એક માળી હાથમાં જસતની ઝારી લઇ ફૂલછોડને પાણી પાતો બરાબર દરવાજાની સામે આવી ઊભો.

મેં તેને પૂછ્યું : 'વ્રજેન વાગચી કા કુડી યહી હય?'

માળી દરવાજો ઉઘાડી દેતાં બોલ્યોઃ 'જી, હા, સરકાર! બાબુકા સાથ આપકા કોઇ રિશ્તા હય?'

માથું જરા ખંજવાળી મેં કહ્યું : 'હાં, હય—કોઠીમેં બાબુ હય?'

'જી, હા સરકાર! બાબુ તો કોઠીમેં હય.—આપ બૈઠિયે દફ્તરમેં.'

આમ કહી તે મને બેઠકખાનામાં લઇ ગયો.

'બાબુ કોઠીમેં હય.' એ સાંભળતાં જ મારું મન નિસ્તેજ બની ગયું. મેં ધાર્યું હતું કે એકદમ અણધાર્યો સંન્યાસિનીની પાસે

પહોંચી જઇ એને ચમકાવી નાખીશ. હશે, એવું ન થઇ શક્યું તો હવે એનો અફસોસ કરીને યે શું? એને ફરી આંખે જોવા પામીશ એ શું મારું કમ સૌભાગ્ય છે?

મને બેઠકખાનામાં બેસાડી માળીએ પૂછ્યું: 'આપકા નામ કયા હય, સરકાર?'

મારા નામની—બેમાંથી એકેને ખબર નહોતી! એટલે શું કહેવું ઉચિત છે, તે ન સમજી શકવાથી હું કંઈક મુંઝવણમાં પડી ગયો.

એવામાં ચટ દઇને માથામાં એક યુક્તિ સૂઝી આવી. મેં કહ્યું: 'ચંદ્રનાથસે એક આદમી આયા—બોલો.'

'ક્યા બોલા? ચમ-નથ્-?'

મેં કહ્યું: 'ના, ચંદ્રનાથ.'

'હાં હાં ચન્દ્રીનાથ! અબ ઠીક હુઆ—આપ બૈઠિયે બાબુ, અભી આ જાયગા.'

આમ કહી ખંડમાં દીવો કરી દઇ તે અંદર જતો રહ્યો.

હું ઉત્સુક બની બેસી રહ્યો. મને થતું હતું કે ચંદ્રનાથનું નામ સાંભળી કદાચ સંન્યાસિની પોતે જ દોડી આવશે.

આવો વિચાર કરું છું એટલામાં માળીએ આવીને ખબર આપ્યા કે બાબુને સમાચાર પહોંચાડયા છે, તેઓ હમણાં આવે છે; તમે જરા બેસો.'

આમ કહી તે પાછો પોતાના કામે જતો રહ્યો.

થોડી વાર પછી મને લાગ્યું, જાણે સીડી પરથી કોઇ નીચે ઊતરી રહ્યું છે—તેના સ્લિપરનો અવાજ મારા કાને પડતો હતો—હું સમજ્યો, તે આવે છે. ગજવામાંથી રૂમાલ કાઢી મેં મોં લૂછી નાખ્યું. ત્યારપછી ખભા પરની ચાદર જરા ઠીક કરી હું ટટાર થઇને બેઠો.

એવામાં સામેનું પાલિશ કરેલા કાચનું બારણું ઉઘાડી એક ગૃહસ્થ બહાર આવ્યા. પંજાબીઓના જેવો બલિષ્ઠ છતાં કિલષ્ટ ચહેરો હતો. ખૂબ દેખાવડા હતા. આંખે કાળી ફ્રેમનાં ચશ્માં હતાં. ઉમર ચાલીસની આસપાસ હશે.

મેં ઊઠી ઊભા થઇ તેમને પ્રણામ કર્યા.

સામા નમસ્કાર કરી તેમણે મારી સામેની ખુરશીમાં બેસતાં બેસતાં કહ્યું: 'કોનું કામ છે આપને?'

મેં કહ્યું: 'જી, વ્રજેનબાબુ છે?'

તેમણે કહ્યું: 'હું જ વ્રજેનબાબુ. બોલો! શું કામ છે?'

હું નર્વસ બની ગયો, મારા કપાળે પરસેવો વળી ગયો.

મેં કહ્યું: 'તો કદાચ સરનામામાં કંઈ ભૂલ થઇ લાગે છે. વ્રજેન વાગચી નામે અહીં—એટલે કદમકુંઓમાં બીજા કોઈ ગૃહસ્થ રહે છે ખરા?'

તેમણે જરા ભવાં સંકોચી કહ્યું: 'મને ખબર છે ત્યાં લગી તો આ પટણા શહેરમાં આ નામની બીજી કોઇ જ વ્યક્તિ નથી. મને અહીં આજકાલ કરતાં સોળ વરસ થયાં, મેં કોઈ બીજા વ્રજેન વાગચીનું નામ સાંભળ્યું નથી, મશાય!'

પછી જરા થોભી, મારી સામે જોઈ, મને નખશિખ નિહાળી લઇ કહ્યું: 'તમે ક્યાંથી આવો છો?'

એક ઘુંટડો ગળી, બે વાર ઉધરસ ખાઇ, ગળું સાફ કરીને મેં કહ્યું: 'હું બહુ દૂરથી આવું છું—હાવડા જીલ્લાના એક ગામડામાંથી.'

તેમણે કહ્યું: 'શું કામ હતું, કહેશો?'

મેં કહ્યું: 'કહું—હાસ્તો, એવી કંઈ ભારે બાબત નથી. પટણામાં કામે આવવું થયું, એટલે મને થયું કે લાવને જરા ભેગો થતો જાઉં. પણ સરનામામાં કંઇ ગફલત નથી જ થઈ—મેં મારા જ હાથે તે લખેલું છે, અને તેમાં ભૂલ તો નથી જ થઇ.'

તેમણે જરા હસીને કહ્યું: 'તો પછી તમે એમને કેમ ઓળખતા નથી? ઠેકાણું તો સાચું છે!'

મેં કહ્યું: 'ન કેમ ઓળખું, મશાય, એમની સાથે કલાકોના કલાકો કાઢ્યા છે.'

તેઓ જરા ગમતમાં બોલ્યા: 'ક્યાં, કહો તો!'

મેં કહ્યું: 'ચંદ્રનાથ પહાડ પર. બે વરસ પહેલાં તેઓ અને તેમનાં પત્ની મેનકા દેવી ત્યાં આવ્યાં હતાં. બંનેએ સંન્યાસીનાં ભગવાં કપડાં પહેર્યાં હતાં. તેમની સાથે ખૂબ પરિચય થયો હતો.'

બોલતાં બોલતાં મેં જોયું તો એ ગૃહસ્થનું મોં પથ્થરના જેવું કઠોર બની ગયું હતું. ચશ્માંમાંથી તેઓ એકીનજરે મારી આંખો સામે તાકીને જોઈ રહ્યા. પછી ધીરે ધીરે તેમની આંખો પહોળી થવા માંડી અને જાણે કોઈ પાગલતા તેમની આંખો ને મોં પર ફૂટી નીકળી.

ભયથી મારી છાતી તે વખતે થર થર કાંપતી હતી.

આ શું થયું! જે માણસ અત્યાર સુધી મારી સાથે આમ મીઠાશથી વાત કરતો હતો, તેનામાં એકાએક આ પરિવર્તન શું! ન સમજાવાથી હું ગભરાઇ ગયો. એકદમ ખુરશીમાંથી ઊઠીને ઊભા થઇ

જઈ મેં તેને પ્રણામ કરી કહ્યું: 'ઠીક. તો હું જાઉં—વગર કારણે તમને આટલી તકલીફ આપી તે બદલ માફી માગું છું.'

મારા આ શબ્દોનો કંઈ પણ જવાબ દીધા વગર તેઓ તેમ ને તેમ ત્યાં બેસી રહ્યા.

પછી હું ધીરે ધીરે ઊઠીને ખૂબ સંકોચપૂર્વક ચાલતો બારણા સુધી પહોંચ્યો, એટલામાં તેઓ બૂમ પાડી ઊઠયાઃ 'ઊભા રહો!'

ચમકીને હું ઊભો રહ્યો.

તેવી જ ફાટેલી આંખે મારી સામે જોતા જોતા ખુરશીમાંથી ઊઠીને તેમણે ધડાક દઈને મારો એક હાથ પકડી લીધો, ને કહ્યું: 'બેસો!'

હું કાંઈ પણ બોલ્યા વગર, મૂગો મૂગો ફરી તેમની સામેની ખુરશીમાં બેસી પડયો. પછી તેઓ ટગર ટગર મારી સામે જોઈને બોલ્યાઃ 'શું કહ્યું, હું વ્રજેન્દ્ર વાગચી નથી?'

મેં માથું ખંજવાળી કહ્યું: 'કદાચ તમે વ્રજેન્દ્ર વાગચી હશો, પણ હું જે વ્રજેન્દ્ર વાગચીને મળવા આવ્યો છું તે તમે નથી.'

ધીમા છતાં ગંભીર અવાજે જાણે તેઓ મને મારવા ઊઠતા હોય તેમ બોલ્યાઃ 'કોણ કહે છે હું નથી?'

મેં કહ્યું: 'હું એમને ઓળખું છું.'

હું પૂરું બોલી રહું તે પહેલાં તેમણે એકદમ કહ્યું: 'ખોટી વાત! તમે એને ઓળખતા જ નથી.'

મેં ભયભીત સ્વરે કહ્યું: 'જી, આપને હું નથી ઓળખતો એ વાત સાચી છે, પરંતુ મેનકા દેવીના પતિને ઓળખું છું.'

'Shut up, liar! (ચૂપ કર, લબાડ!) તું તેને પણ નથી ઓળખતો.'

આમ કહી તેમણે ચીસ પાડી દીધી. પછી જોરથી દાંત ભીંસીને બોલ્યા: 'તમે મેનકા દેવીની સાથે તેમનાં લગન થતાં જોયાં છે?'

મેં કહ્યું: 'જી ના, એ કેવી રીતે જોઉં?—પણ તીર્થસ્થાનમાં જઈને કોઈ ગોરના ચોપડામાં ખોટું નામ લખાવે નહિ. મેં મારી સગી આંખે એ લખેલું જોયું છે.'

વળી મને ધમકાવતાં તેણે કહ્યું: 'શું લખેલું જોયું છે?'

મેં કહ્યું: 'મેનકા દેવી, પતિ શ્રી વ્રજેન્દ્ર વાગચી, કદમકુંયા,—'

'બસ!'

હું ચૂપ થઈ ગયો.

પછી તેમણે કહ્યું: 'હું જ એ વ્રજેન્દ્ર વાગચી છું—'

'પરંતુ હું તો એમના પતિ તરીકે કોઈ બીજા માણસને—'

તેઓ ગર્જના કરી બોલ્યા: 'ચૂપ! મારા સિવાય બીજો કોઈ તેનો પતિ નથી.'

આમ બોલતાં બોલતાં તેમણે બૂમ મારી: 'કીકી!'

દશેક વરસની એક ખીલું ખીલું થતી છોકરી દોડતી દોડતી ત્યાં આવીને હાજર થઈ.

હું ચમકી પડયો! નવાઇ જેવું હતું—તેની આંખો બરાબર સંન્યાસિનીના જેવી હતી.

છોકરીનો હાથ મજબૂત પકડી તેમણે મને પૂછ્યું: 'બોલો, આ કોના જેવી દેખાય છે?—સાચું કહેજો હોં! જૂઠું બોલ્યા તો ચાબૂક ફટકાવીશ.'

આમ કહી સડાક કરતો મેજના ખાનામાંથી તેમણે એક ચાબૂક બહાર કાઢયો.

આવી બન્યું! આ કઇ જાતનો પ્રશ્ન? ભયથી મારી છાતી ધડકવા લાગી. છેવટે શું હું કોઈ પાગલના પંજામાં તો નથી સપડાયો ને એમ મને થયું!'

તેમણે કહ્યું: 'સાચું બોલો!'

મેં કહ્યું: 'આંખો તો બરાબર મેનકા દેવીના જેવી જ છે—ડાબા હોઠના ખૂણા પર કાળો તલ સુદ્ધાં છે. અને બાકીનાં રૂપરંગ તમારા જેવાં છે!'

તેઓ એકદમ કૂદકો મારી મને છાતીએ ભીડી બોલ્યા: 'Exactly! (બરાબર!) એટલે હું કહું છું તે સાચું છે ને!'

હું હા—ના કંઈ બોલું તે પહેલાં જ તેઓ મારો હાથ પકડી મને ખેંચતા ખેંચતા ઘરની અંદર લઇ ગયા. પછી આરસની સુંદર સીડી ચડી, એક ઓરડા આગળ જઈ ઊભા રહી, હુકમ કરતા હોય તેમ બોલ્યા: 'જૂતા ખોલો!'

પછી એ ખંડનું બંધ બારણું ઉઘાડી તેમણે ફરી મને હુકમ કર્યો: 'આવો અંદર!'

નાના છોકરાની પેઠે તરત જ મેં તેમની આજ્ઞાનું પાલન કર્યું. પરંતુ અંદર પેસતાં જ હું ભાન ભૂલી ગયો. આવો સરસ શણગારેલો ખંડ, આ પહેલાં મેં કદી જોયો નહોતો. જાણે ઇન્દ્રપુરી જોઈ લ્યો ! મખમલની જાજમ આખા ઓરડામાં બિછાવેલી હતી. માથા પરના છાપરામાં અદ્ભુત કોતરણી કરેલી હતી ! ત્યાંથી બિલોરી કાચનું વીજળીના દીવાઓનું ઝુમ્મર લટકતું હતું. રંગેલી દિવાલો પર વિલાયતના ચિત્રકારોનાં મોટાં મોટાં ચિત્રો સોનેરી ફ્રેમમાં લટકતાં હતાં, પિત્તળનાં કુંડાંમાં ભાતભાતના છોડવા હતા, અને તેની ડાળીએ ડાળીએ વિવિધવર્ણનાં ફૂલ ખીલેલાં હતાં—તાજાં ફૂલની મૃદુ સુગંધથી ઓરડાની હવા સુગંધિત બની ગઇ હતી—બારી બારણાં પર ઝાળીવાળા વિલાયતી પડદા ને તોરણો બહારના ધીમા પવનમાં હાલતાં હતાં. ઓરડામાં એક તરફ મખમલથી મઢેલાં સોફા, કોચ વગેરે હતાં અને બીજી તરફ એક નાનું હારમોનિયમ મેજ પર મૂકેલું હતું.

વિલાસનાં આ બધાં સાધનો હું આંખો ભરી ભરીને જોતો હતો !

એટલામાં ઓચિંતા તેઓ બોલી ઊઠયા : 'શું જોઇ રહ્યા છો આમ ?'

આ સાંભળી હું પહેલાં તો મુંઝાઈ ગયો પછી એકદમ તેમના મોં સામે જોઇ મેં કહ્યું : 'આપનો રસ બહુ ઊંચા પ્રકારનો છે !'

તેમણે ધમકીના સ્વરે કહ્યું : 'મારો નહિ !'

તેમને જરા ખુશી કરવાના હેતુથી મેં કહ્યું : 'એટલે ? આ ઘરબાર બધાં તમારાં છે, છતાં આ દુર્લભ કલાકારીગરી ને સૌન્દર્યની પાછળ રહેલી રસિકતા તમારાં નથી એમ તમે કહેવા માગો છો ?'

પછી તેઓ મારો હાથ પકડી મને ખેંચતા ખેંચતા એ જ ખંડના બારણામાં થઈને બાજુના બીજા ઓરડામાં લઈ જઈને બોલ્યા : 'મારું કશુંયે નથી,—બધું એનું છે.'

આમ કહી તેમણે દિવાલ પર લટકતા એક વિશાળ તૈલચિત્ર તરફ મારી દૃષ્ટિ ખેંચી.

ચિત્ર સામે જોતાં હું મારી આંખો ફેરવી શક્યો નહિ. સંન્યાસિનીના લગ્નનું એ ચિત્ર હતું—એના ગળામાં એક તાજા ફૂલની માળા હતી, આંખો અને મોં પર એવું જ અદ્દભુત હાસ્ય હતું ! ચિત્ર નહિ, જાણે જીવંત પ્રતિમા મારી સામે ઊભી હતી ! મેં જીવનમાં કદી આવી છબી જોઈ નથી. જાણે એના અંગપ્રત્યંગમાંથી હાસ્ય વેરાઈ રહ્યું હતું ! આંખો હસતી હતી નાક હસતું હતું, પાતળા બંને હોઠ હસતા હતા, કપાળ પર ફરકતો વાળની લટો હસતી હતી, મોતીના જેવા દાંત હસતા હતા ! ગાલ ઉપરનો કાળો તલ હસતો હતો, શંખના જેવી સફેદ ગરદન સુદ્ધાં હસતી હતી વળી આ ખંડ, પેલા ખંડ કરતાં પણ વધારે સજાવેલો હતો. અહીં આ છબી ખૂબ જ સરસ દેખાતી હતી.

મારી પાસે આવી તેમણે ધીરે ધીરે કહ્યું: 'કેવી લાગે છે?'

મેં કહ્યું: 'અદ્દભુત !'

નસકોરાં ચડાવી તેણે કહ્યું: 'છટ નોનસેન્સ !—હેવન્લી ! સ્વર્ગીય !'

છેલ્લા શબ્દનો ઉચ્ચાર કરતાં કરતાં એની આંખો ઝબૂકી ઊઠી.

તેમણે કહ્યું: 'આવું રૂપ ધરતી પર હવે જોવા મળતું નથી !'

મેં કહ્યું: 'ખાસ કરીને આપણા દેશમાં આવું રૂપ એક અકસ્માત ગણાય !'

તેમણે જરા રોષભર્યા અવાજે કહ્યું: 'આપણા દેશમાં—એટલે શું કહેવા માગો છો? આખી દુનિયામાં જો ક્યાંય આવું રૂપ બતાવો તો હું તમે કહો તે હારી જવા તૈયાર છું!'

મેં કહ્યું: 'આખો દુનિયાની વાત જવા દો—કોણે આખી દુનિયા જોઈ છે તે કહો!'

તેઓ છેડાઇ પડી બોલ્યા: 'કોણે કેમ, મેં જોઇ છે. આખી દુનિયાના જોવા લાયક બધા દેશો જોઈ આવ્યો છું—પરંતુ આવું રૂપ ક્યાંય જોયું નથી.'

નવાઈ પામી હું તેના મોં સામે જોઇને બોલ્યો: 'તમે દુનિયાની મુસાફરી કરી લાગે છે.'

તેમણે કહ્યું: 'હા, હું ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી, ચીન, જાપાન બધા દેશો જોઈ આવ્યો છું.'

માનપૂર્વક હું માથું નમાવી ઊભો રહ્યો. પછી ખબર પડી કે બનારસ યુનિવર્સિટી તરફથી શિષ્યવૃત્તિ મેળવી તેઓ આ બધાં શિક્ષણનાં કેન્દ્રો જોવા ગયા હતા!

એ રૂપ-ગુણ-અને વિદ્યામાં અસાધારણ વ્યક્તિ તરફ હું જોઇ રહ્યો. થોડી વાર પછી તેમના પરથી આંખ ઉઠાવી લેતાં જ મારી નજર જઇને પડી એ ચિત્રની બાજુમાં આવેલા એક અતિ સુન્દર ઓરડામાં રહેલા સુસજ્જિત પલંગ ઉપર. પલંગ ઉપર જોડાજોડ બે ઓશીકાં મૂકેલાં જોઈ મને મનમાં કંઈ કંઈ થઈ ગયું!

મેં પૂછ્યું: 'આ તમારો શયનખંડ લાગે છે!'

તેમણે કહ્યું: 'મારો નહિ...એનો. અહીં તમે જે કાંઈ જુઓ

છો તે બધું એના હાથે ગોઠવેલું છે. હું તો માત્ર એનો વફાદાર સેવક છું—બધું જતનપૂર્વક સાચવી રહ્યો છું.'

મેં હસી પડી કહ્યું: 'વગર પગારની, બહુ સરસ નોકરી તમને મળી ગઇ છે!'

તેમણે કહ્યું: 'હસો છો, પણ ખબર છે, આવા શેઠની નોકરી મળવી એ મોટું સૌભાગ્ય છે!'

મેં કહ્યું: 'જરૂર! વારૂ, તો જરા બોલાવોને એમને, ઘણા દિવસથી જોયાં નથી—જોઉં તો ખરો હવે મને ઓળખે છે કે નહિ?'

તેમણે ગુસ્સે થઈને કહ્યું: 'કઇ જાતના ગૃહસ્થ છો તમે—પરસ્ત્રીને મળવાનું કહો છો—ખબર છે તેઓ ચુસ્ત પડદો પાળનારાં છે!'

મેં કહ્યું: 'શું કહો છો! ચંદ્રનાથમાં મેં એમનો જીવ બચાવ્યો હતો! મારો એમની સાથે ઠીક ઠીક વાર્તાલાપ ને પરિચય પણ થયેલો છે!'

'ચંદ્રનાથ? મારી સ્ત્રી તો કદી ત્યાં ગઈ નથી!'

મેં કહ્યું: 'આ કેવી વાત કરો છો, મશાય! સંન્યાસિનીનાં ભગવાં લૂગડાં પહેર્યાં હતાં ને શરીર પર સુખ સાહ્યબીની કોઈ જ નિશાની નહોતી. મોં પર ઉપવાસની અસર હતી, અને ક્યાંયે જગા ન મળવાથી છેવટે ગોર મહારાજના રસોડાની ઓસરીમાં રાત આખી પડી રહ્યાં હતાં.—પછી આખો દિવસ કેટલી દોડાદોડ ને કેટલું કષ્ટ વેઠયું છે—એ બધું શું ખોટું?'

'હા, ખોટું—એ મારી સ્ત્રી નથી—મારી સ્ત્રી કદીયે સંન્યાસિની

નથી—આ વૈભવ અને વિલાસમાં એ ઊછરેલી છે—તમે કહો છો એવું કષ્ટ એનાથી કદી વેઠાય નહિ.'

મેં કહ્યું : 'શું કહો છો તમે !—આ છબી તો એમની જ છે—પણ સાથે કોઈ સંન્યાસી હતો. જેને ભૂલથી મેં એમનો પતિ—'

ગાંડાની પેઠે ચીસ પાડી તે મારા જ શબ્દોને પકડી લઈ બોલ્યો : 'ખબરદાર ! તેનો પતિ મારા સિવાય બીજો કોઈ નથી ! જૂઠું, જૂઠું, —બધું જૂઠું !'

બોલતાં બોલતાં એકદમ તેઓ બેભાન થઈ ત્યાં પડી ગયા.

ધબાક કરતો એક અવાજ થયો !

સાથે સાથે ચારે તરફથી નોકર ચાકર દોડી આવ્યા. કોઈ તેમના માથા પર પાણી છાંટવા લાગ્યો. તો કોઈ પવન નાખવા લાગ્યો, તો કોઇ દાક્તરને બોલાવવા દોડ્યો.

એ જોઇ મારા હાથપગ થરથર કાંપવા લાગ્યા.

નોકરોએ કહ્યું : 'આપે શું એમની સ્ત્રીની વાત કાઢી હતી ?'

મેં બીતાં બીતાં કહ્યું : 'હા, તે શું થયું ?'

નોકરો કંઇ પણ જવાબ દીધા વગર ચૂપ રહ્યા.

હવે મારી દશા ખરાબ થઈ પડી. હું જાણે ત્યાં કોઈ ગુનેગાર હોઉં તેવી રીતે બધા મારી સામે જોઈ રહ્યા હતા. મને થયું કે હવે અહીંથી નાસી છૂટું તો હાશ !

તેથી એક નોકરને મેં ખૂબ ધીમેથી કહ્યું: 'મારે જવું છે—મને બહાર જવાનો રસ્તો દેખાડો તો સારૂં.'

નોકરને પણ આ બલા અહીંથી રસ્તે પડે તો સારૂં, એવું થતું હોવું જોઈએ. તેણે કહ્યું: 'ચાલો.'

તેની પાછળ પાછળ મેં ઊતરવા માંડયું.

સીડી ઊતરી રહ્યા પછી નોકરે મારા કાનમાં ધીમેથી કહ્યું: 'શેઠાણીમાને ખોઈ બેઠા ત્યારનું બાબુનું મગજ આવું થઈ ગયું છે. તેમના પર એમનો ખૂબ જ પ્રેમ હતો ખરો ને! એવો પ્રેમ કે એક પળ એમને ન જુએ તો પાગલ બની જાય. આમ બરાબર રહે છે—કામકાજ કરે છે, વાંચવા લખવાનું કરે છે—પરંતુ જો સ્ત્રીની વાત કાઢી તો તરત મગજ ચસકી જાય છે! કોઈ પુરૂષને સ્ત્રી પર આટલો પ્રેમ રાખતો આ પહેલાં મેં કદી જોયો નથી!'

નોકરના મોંએથી આ શબ્દો સાંભળી મને ખૂબ ગુસ્સો ચડયો. એક વખત તો મને થઇ ગયું કે એને સંભળાવું કે તું બેટા ભૂત બંગાળી સ્ત્રીપુરુષોનો પ્રેમ કેવો હોય છે એની તને ક્યાંથી ખબર પડે?

પરન્તુ શેઠાણીમા મરી ગયાં છે એવું સાંભળ્યું એટલે એ શબ્દો મોમાંથી કાઢવાનું મને મન થયું નહિ.

હવે આ ગૃહસ્થનું બધું આચરણ મારી આંખ આગળ સ્પષ્ટ થઇ ગયું. મને વાતચીતમાં તેમણે ખૂબ કડવા શબ્દો સંભળાવ્યા હતા, ને ગાળો પણ દીધી હતી, પણ તેને માટે હવે મને ખોટું લાગ્યું નહિ. ઊલટું મને ગર્વ થવા લાગ્યો કે આવું પ્રેમનું એક ઉજ્જવળ ચિત્ર નજરોનજર જોવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું!

આખે રસ્તે મેં નોકરની સાથે બીજી કંઇ જ વાતચીત કરી

નહિ. કોઇ ઊંડી વેદનાથી મારું સમસ્ત અંતઃકરણ જાણે ભરાઈ ગયું હતું.

દરવાજો વટાવી રસ્તા પર પગ દેતાં જ મારી એ ચમક ભાંગી ગઈ. નોકર મારી પાછળ દરવાજો બંધ કરતો હતો ત્યાં અચાનક મેં તેની પાસે જઇને પૂછ્યું : 'ક્યારે મરી ગયાં ?'

નોકર એકદમ આભો બની ગયો. મારા મોં સામે જોઈ તે નવાઈ પામી બોલ્યો : 'મરી ગયાં ? કોણ ?'

મેં કહ્યું : 'તમારાં શેઠાણી ?'

નોકર હિંદુસ્તાની હતો, અને ઉંમર પણ પચાસથી વધારે થઈ હતી. હાથ વડે કપાળ ઠોકી એણે કહ્યું : 'હા ભગવાન ! મરે શું કરવા !'

'મરી નથી ગયાં ?' તેના શબ્દો પકડી લઇ મેં કહ્યું.

પછી નોકર ખૂબ જ ધીમો અવાજ કરી બોલ્યો : 'ભાગ ગિયા દૂસરા મરદ કે સાથ—'

'હેં ? નાસી ગઈ છે બીજા માણસની સાથે ?'

હું ચમકી ગયો. સામો વજ્રાઘાત થયો હોત તો પણ હું કદાચ આટલો ચમકત નહિ. છાતીમાં જાણે કંઇક ભરાઇ આવ્યું, અને મારો શ્વાસ રૂંધાવા લાગ્યો.

બધો રસ્તો ચાલીને જ્યારે હું વીશીમાં આવી પહોંચ્યો ત્યારે રાતના આઠ વાગ્યા હતા. જેમ તેમ બે કોળીઆ પેટમાં નાખી હું સૂઈ ગયો.

તે દિવસે મોડી રાત સુધી કેમે મને ઊંઘ આવી નહિ. રહી રહીને કેવળ મારા મનમાં એ જ વિચારો આવવા લાગ્યા કે આવો રૂપવાન, બલિષ્ઠ, વિદ્વાન અને કમાવાની શક્તિવાળો સ્વામી મળ્યો, અને એનો સંપૂર્ણ પ્રેમ મળ્યો, તોયે જે સ્ત્રી એને છોડીને ભાગી ગઇ એ કેવી હશે? એને સંસારમાં હવે કઇ ભૂખ રહી હશે?

બીજા દિવસથી પટણા શહેર મને એવું ખરાબ લાગવા માંડયું કે ત્યાં એક પળ રહેવાને મારૂં મન માનતું નહોતું. સંન્યાસી અને સંન્યાસિનીનું આખું રહસ્ય હવે મને ખૂબ સ્પષ્ટ સમજાઈ ગયું. અને એનું નામ લેતાં જ આ ગૃહસ્થ કેમ પાગલની પેઠે ગુસ્સે થઇ ગયા હતા તે પણ હવે સમજાયું. પરન્તુ એક વાત ન સમજી શકવાથી મારું પણ માથું જાણે ભમતુ હતું. તીર્થસ્થળમાં આવીને જેઓ જૂઠું બોલે છે, દેવતાની જેઓ મશ્કરીઓ કરે છે તેઓ કઈ જાતના માણસ હશે!

પવિત્ર દેહે અને શુદ્ધ ચિત્તે, આજે પણ હિંદુઓ વેદ અને પુરાણના મંત્રો ઉચ્ચારીને જે બધાં દેવ દેવીઓની પૂજા કરે છે, તેમનું અપમાન કરવાની ધૃષ્ટતા કરનારાઓનો વિચાર કરતાં પણ મને કંઈ કંઈ થઈ જાય છે. હું પોતે ધાર્મિક નથી, અને ધર્મકર્મમાં મન પરોવવા જેવી મારી ઉંમર પણ હજી થઇ નથી, પરન્તુ દેવ દેવીનાં મંદિર આગળ થઇને ઊંચે માથે હું પસાર થઇ શકતો નથી. મારી નસોમાં, અસ્થિમાં, ને મજ્જામાં પિતાપિતામહ અને પૂર્વ પુરુષોનું જે લોહી આજે પણ વહી રહ્યું છે તે જાણે પોકાર પાડીને મને સંભળાવે છે કે અરે મૂર્ખ! ભૂલતો મા કે માણસના કરતાંયે મોટી માણસની આ ધર્મશ્રદ્ધા છે—જુગોના જુગો વીતી ગયા—કેટલા માણસો

આવ્યા, ને કેટલા ગયા, પરન્તુ આજે પણ એ શ્રદ્ધા એવી ને એવી અમર થઇને ઊભી છે !

ગમે તેમ હો, ભગવાને જાણે મારી સામે જોયું. તે જ દિવસે ઓફિસમાં જતાં, હિંદુસ્તાની મેનેજરે મારા કામકાજની મને સમજ પાડી દીધી., અને બીજા જ દિવસથી હું મારું કામ શરૂ કરી શકું તેવી ગોઠવણ કરી દીધી.

નસીબ સંજોગે તે જ દિવસે બપોર પછી હું મારો બિસ્તરો અને પેટી લઈ મજફ્ફરપુર તરફ રવાના થયો. પટણા અને તેનું બિભત્સ સ્મરણ પાછળ રહ્યાં. એ સ્મરણ સમૂળગું જ ભૂલી જાઉં, એવી હું, સ્ટીમરમાંથી ધીમે ધીમે અદશ્ય થતા બાંકીપુર શહેર તરફ જોઈ ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો.

: ૫ :

ઘણા દિવસ બેકાર બેસી રહ્યા પછી નોકરી મળવાથી મારો ઉત્સાહ માતો નહોતો—બમણા ઉત્સાહથી મેં કામ કરવા માંડ્યું. બે દિવસનું કામ એક દિવસમાં કરતો, ત્રણ દિવસનો રસ્તો દોઢ દિવસમાં કાપતો. જ્યાં ગાડી નહોતી ત્યાં ચાલીને જતો, અને જ્યાં ગાડી હતી ત્યાં દિવસ રાત ચાલચાલ કરતો. આરામ લેવાનું મને મન જ નહોતું થતું.

મને થતું હતું કે ઘણા દિવસ બેકાર બેસી રહીને હું આળસુ ને એદી બની ગયો છું—મારું મન જેવું સજીવ હતું, તેવું શરીર નહોતું. તેથી મનની પાછળ પાછળ શરીરરથને દોડાવવા માટે સારથીની પેઠે સાવધ બની લગામ પકડીને હું બેઠો હતો. વંટોળીઆની પેઠે હું એક ગામથી બીજે ગામ જતો હતો, દેશ દેશાવર જતો હતો.

આવી રીતે બે મહિનામાં હું છાપરા, મજઃફરપુર, મતિહારી, દરભંગા, મુંગેર, ભાગલપુર વગેરે સ્થળે ભમી ભટકીને ઓર્ડરો લઇને પાછો પટણા આવ્યો. કંપનીના સંચાલકો પહેલા બે મહિનાનું મારું કામ જોઈ મારા પર બહુ ખુશ થયા.

પછી તેમણે મને કાશી જવાનો હુકમ કર્યો.

કાશીનું નામ સાંભળી મારું શરીર રોમાંચિત બની ગયું! કેટકેટલી વાતો, ને કેટકેટલી કથાઓ કાશીપુરી વિષે સાંભળી હતી! વેદ પુરાણમાં પણ જેનો ઉલ્લેખ છે એવી આ પૃથ્વીની જૂનામાં જૂની નગરીને જોવા માટે મારું મન અધીરું બની ગયું. એની ધૂળમાં કેટકેટલી દેવતાઓની ચરણરજ પડેલી છે, કેટકેટલાં રાજ્યોનો ઉદય અને અસ્ત, કેટલાયે ગવિષ્ઠોના ગર્વખંડનનાં સ્મરણો એની જમીનની સાથે જડાઈ ગયેલાં છે કોણ જાણે!

હરિશ્ચન્દ્ર અને વિશ્વામિત્રની વાત યાદ આવી, અન્નપૂર્ણાની સંસારકામનાની વાત યાદ આવી,—શિવની નૂતન સૃષ્ટિ, મર્ત્યલોકનું સ્વર્ગ, હિંદુઓનું શ્રેષ્ઠ તીર્થ એ વારાણસીનું માહાત્મ્ય યાદ આવ્યું. જ્યાં મરવાથી માણસને ફરી જન્મવું પડતું નથી, અને એકદમ શિવલોકની પ્રાપ્તિ થાય છે એ સ્થાન કેવું હશે તે જોવાનો મારા દિલમાં ખૂબ ઉમંગ હતો.

એક વખત એક પંડિતને મોઢે સાંભળ્યું હતું કે કાશીધામ મહાદેવના ત્રિશૂળની ઉપર છે! તેથી તેઓ કહેતા હતા કે દેવાધિદેવ મહાદેવ, જેઓ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના દેવતા છે, એમના ત્રિશૂળનાં ફળાં પર જે સ્થાન આવેલું છે ત્યાં પહોંચવું બધા માણસોને માટે શક્ય નથી.

મેં નવાઈ પામી એમને પૂછ્યું હતું: 'તો પછી જુગજુગથી આટઆટલાં માણસો કાશી જાય છે ને આવે છે, એ કેવી રીતે શક્ય બને છે?'

તેમણે કહ્યું: 'એ બને છે. શિવની પાસે ત્રિશૂળ છે એટલે ત્રણ શૂળ છે—એ ત્રણ શૂળ તે સત્ત્વ, રજસ્ ને તમસ્ એવા માણસના

ત્રણ ગુણ. આ ત્રણ ગુણની ઉપર જવાય તો, એટલે કે ત્રિગુણાતીત થવાય તો, માણસ ખરેખરા કાશીધામમાં પહોંચે--એને શિવલોક પ્રાપ્ત થાય.'

આ શબ્દોનો આધ્યાત્મિક અર્થ મને બહુ સરસ લાગ્યો હતો. મેં ભક્તિભાવપૂર્વક એ પંડિતના પગની રજ માથે ચડાવી હતી.

આ વાત પણ અત્યારે યાદ આવી ગઇ. મને થયું : હું જુવાન છું—સત્ત્વ, રજસ્ અને તમસ્ ત્રણે મારા હૃદયમાં આસન જમાવી પડયાં છે એટલે ખરેખરા કાશીધામમાં પહોંચવાનું મારાથી બનશે કે નહિ તે હું નથી જાણતો, તેમ છતાં મારા પિતા, પિતામહ અને પ્રપિતામહ જે તીર્થની જાત્રા કરવા ગયા હતા, તે તીર્થમાં મારું શરીર તો પહોંચશે—આ મારા ઉત્સાહનું કારણ હતું ! કાલભૈરવ આટલું થવા દે તો બસ !

બીજા દિવસે સવારે જ્યારે ગાડીનો વેગ એકદમ ઓછો થઇ ગયો, અને ધીમે ધીમે ટ્રેન 'હાર્ડિંજ પુલ' પર ચડવા લાગી, ત્યારે મુસાફરોની બૂમોથી મારી ઊંઘ ઊડી ગઇ !

વિશ્વનાથજી કી જય ! ગંગામાઈ કી જય ! બોલી લોકો ખડિંગ ખડિંગ કરતા ગંગામાં પૈસા ફેંકતા હતા. હું એકદમ ગજવામાં હાથ નાખી ઊઠીને બેઠો થયો. સાથે સાથે મને વિચાર આવ્યો કે આવી રીતે પાણીમાં પૈસા નાખવાથી શો ફાયદો ? અત્યંત સહાનુભૂતિપૂર્વક મેં એ અભણ મુસાફરોની સામે જોયું. અને ગજવામાંનો પૈસો ગજવામાં જ રહેવા દીધો—ત્યાં એકાએક બહારના દેખાવ તરફ મારી નજર પડી.

તે વખતે ગંગાને કિનારે પ્રભાતનાં કિરણો પડવા માંડયાં હતાં. એ જોઈને આનંદથી મારા શરીર પર રોમાંચ ખડા થઇ ગયા.

કેવું મહાન દશ્ય હતું એ! શાંત નિસ્તરંગ ગંગા પોતાની સ્વચ્છ નીલ જલધારા વડે, અસંખ્ય મહાલયો, મંદિરોનાં શિખરો, અને ગગનચુંબી મિનારાઓથી શોભતા એક નાનકડા પહાડને અર્ધ ચંદ્રાકારે ઘેરી વળેલી હતી. પરોઢના ઝાંખા અજવાળામાં બધું ઝાંખું ઝાંખું દેખાતું હતું. મને લાગ્યું, જાણે કોઈ તપસ્વિની રમણી, તપથી દુબળા દેહે નીલાંબરી સાડી ધારણ કરીને, તપોભંગ પછી, શ્રી દેવાધિદેવ મહાદેવના ચરણમાં પ્રણામ કરી રહી છે, અને મહાદેવની ધ્યાનવશ આંખો, અને હોઠના ખૂણામાં ફરકતું પ્રસન્ન હાસ્ય એ ભક્તિમતીની તપસ્યાથી પોતે સંતુષ્ટ થયા છે એવું બતાવે છે. તરત, ગજવામાંથી જે હાથ આવ્યું તે મૂઠો ભરીને પૈસા કે પાવલી બેઆની મેં ગંગામાં નાખી દીધાં. મને થયું, આ પરીક્ષાની પળ છે. દેવતાને ઉદ્દેશીને કરેલા આ સામાન્ય ત્યાગમાંથી જ માણસને એક દિવસ વિરાટ ત્યાગનું શિક્ષણ મળશે; ભગવાનની ખાતર, એમના ભક્તની ખાતર, એમણે સરજેલા સકળ જીવોની ખાતર, એક દિવસ માણસ પોતાના સર્વસ્વનો ત્યાગ કરતાં શીખશે.

મેં જય વિશ્વનાથ! કહી પ્રણામ કર્યા.

પુલ વટાવી રાજઘાટ સ્ટેશને જઇને ગાડી ઊભી રહી. અહીં ઊતરીને પણ કાશી જવાય છે, પણ બહુ દૂર પડે છે. તેથી આના પછીના સ્ટેશને, બનારસ કેન્ટોનમેન્ટે ઊતર્યો—બધા અહીંથી જ જાય છે.

મુસાફરોની ભીડથી પ્લેટફૉર્મ ભરાઇ ગયો હતો. ટિકિટ આપી બહાર નીકળી પુલ પરથી ઊતરતાં જ એક્કાવાળા અને ટાંગાવાળાની

ખેંચાખેંચ શરૂ થઈ. બે આનાથી કસી કસીને છેવટે દશ પૈસામાં એક ટાંગો કરી હું ઉપડયો.

નાનકડો એકકો દમ વગરના ઘોડાને લીધે ઠુકઠુક કરતો ચાલતો હતો. સ્ટેશનથી શહેર બરાબર બે માઈલ છે. એક બે વળાંક લીધા હશે ત્યાં ઓચિંતાના ગાડી અટકાવી સરકારી માણુસો 'ચુંગી' લેવા આવ્યા. 'ચુંગી' એટલે મ્યુનિસિપાલીટીનો કરવેરો. એ તરફ વેપારી માલ ઉપર એવો વેરો લેવાય છે. પરન્તુ મારી પાસે એવી કોઈ ચીજ ન હોવાથી, એ લોકો હતાશ થઈને પાછા ગયા.

લગભગ અડધા કલાકે એક્કાએ મને ધર્મશાળામાં ઊતાર્યો. વિશ્વેશ્વર પાંડેની ધર્મશાળા હતી. ત્રણુ માળનું મોટું મકાન હતું—અતિ આધુનિક ઢબનું બાંધકામ હતું. સામે જ બે મોટા મોટા ફોટા લટકાવેલા હતા. એક હતો ધર્મશાળા બંધાવનારનો, ને બીજો તેના પિતાનો હતો—જેમના નામ પરથી આ ધર્મશાળાનું નામ પાડેલું છે. રોજના ચાર આનાના ભાડે મેં એક ઓરડી ભાડે લીધી. ધર્મશાળામાં વગર ભાડે રહેવા દેવાનો નિયમ છે, પરન્તુ આ લોકોએ બત્તી, પાણી, સ્વચ્છતા વગેરેના ખરચાની બાબતમાં આ ગોઠવણુ કરેલી છે. આ ગોઠવણુ કંઈ ખોટી નથી—કારણુ કે આથી સાધારણુ મુસાફરોના નિરંકુશ ત્રાસમાંથી બચી જવાય છે. પરિણામે અહીં જ્યાં ત્યાં પાનની પીચકારીઓ પડેલી નહોતી, કે દિવાલો પર ગળફા લાગેલા નહોતા—ચારે તરફ બધું સાફ સ્વચ્છ હતું.

પહેલાં તો હું જોડા ને ઝબ્બો કાઢી થોડીવાર બેઠો. પછી ખાટલા ઉપર પથારી પાથરી, સરસામાન ગોઠવી, મેં ગંગાસ્નાનની તૈયારીઓ કરવા માંડી. ટોઇલેટ કાઢી, એક નવી તેલની શીશી ખોલી માથામાં તેલ નાખતો હતો, એવામાં, મારી જ ઊંમરનો એક યુવક એકદમ

ઓરડીમાં આવી બોલ્યો: 'વાહ! શું સરસ સુગંધ છે! કયું તેલ વાપરો છો, દાદા? જોઉં, જરા આપો તો.'

આમ કહી તેણે એકદમ મારી સામે આવી હાથ લાંબો કર્યો.

શરમ કે સંકોચ વગરના આ શબ્દો મને ખૂબ ગમી ગયા. તેથી તરત જ તેના હાથમાં તેલ રેડી દેતાં દેતાં મેં કહ્યું: 'હા, હા, લો.'

'બસ, બસ, બહુ થયું.' આમ કહી માથામાં તેલ ઘસતાં ઘસતાં તે યુવકે કહ્યું: 'નહાવા નીકળો છો શું?'

મેં કહ્યું: 'હા, અહીંથી ઘાટ કેટલો દૂર છે?'

તેણે કહ્યું: 'ઓહ—તમે આ પહેલી જ વખત આવતા લાગો છો. તો ચાલોને, હું જ તમને નદીએ લઈ જાઉં. હું તો જોકે રોજ નળનાં પાણીએ નહાઉં છું, પણ તમારી સાથે વાતો કરતા કરતા ચાલ્યા જવાશે. સારૂં જ થયું.'

અમારા પરિચયનો પહેલો સૂત્રપાત થયો. પરન્તુ ગંગાના કિનારે પહોંચતા પહેલાં જ અમે બંનેએ એકબીજાનો પૂરો પરિચય કરી નાખ્યો. તે મારી બાજુની ખોલીમાં રહેતો હતો, અને મારી જ પેઠે ધંધાર્થે કાશી આવ્યો હતો. ચોપડીઓનો એનો ધંધો હતો. કલકત્તાની પાસેના કોઇ એક ગામમાં એનું ઘર હતું. પારકી નોકરી નહિ, પણ સ્વતંત્ર ધંધો કરતો હતો. બંગાળી ચોપડીઓ વેચતો તે દેશવિદેશમાં ફરતો હતો. દિલ્હી અને લાહોરથી માંડી તેણે હિંદુસ્તાનનાં ઘણાં પ્રસિદ્ધ શહેરો જોઈ નાખ્યાં હતાં. ધંધાના લાભનુકસાન કરતાં દેશાટન એ જ એનો મોટો આનંદ હતો. એક દેશમાં જઇને તે ધંધામાં કંઇક કમાતો હતો, ને બીજા દેશમાં જઇને તે ખરચતો

હતો. વરસમાં એક વખત આ તરફ આવતો હતો. એટલે અહીંના રસ્તા વગેરે બધું તેને પરિચિત થઇ ગયું હતું.

ગંગાનો ઘાટ જોઈ હું નવાઈ પામી ગયો. અસંખ્ય પગથિયાં પાણીની અંદર ઊતરી ગયાં હતાં—મોટાં ને પહોળાં પગથિયાં હતાં. વચમાં વચમાં ઘર હતાં, ને ઘાટની ઉપર મકાનોની હાર હતી. પાણીની નજીકનાં ઘરોમાં ગોર મહારાજોનો વાસ હતો. મોટી મોટી વાંસખપાટોની છતરીઓ હતી, અને તેમાં આયના, તેલ, ચંદન, કાંસકી વગેરે લઇને પંડાઓ બેઠેલા હતા. નહાવા પડનારાઓ પોતાનાં કપડાં વગેરે તેમને સોંપી પાણીમાં ઊતરે છે અને નહાવાધોવાનું પતાવી, પંડાનાં દર્પણ કાંસકી વડે માથું હોળી એમને એક બે પૈસા આપીને રસ્તે પડે છે. પંડાઓ તેમના કપાળમાં ચંદનનું તિલક કરી એમને આશીર્વાદ આપે છે. થોડામાં જ તેઓ ખુશ થઇ જાય છે. વધારેના લોભે તેઓ મુસાફરોને હેરાન કરતા નથી.

એવા એક જણની પાસે કપડાં મૂકી અમે નહાવા ઊતર્યા. પરંતુ પાણીમાં પગ દેતાં પહેલાં તેણે મને કહ્યું: 'અરે! મોટી ભૂલ થઈ ગઇ—રહો, પહેલાં મનમાં કોઇક સંકલ્પ કરવો જોઇએ, ને પછી પાણીનાં પગ દેવો જોઇએ. આવા મોટા તીર્થમાં આવ્યા જ છો, તો પછી એનું પુણ્ય શું કરવા જતું કરવું ?'

આમ કહી ગોર મહારાજને બોલાવી મને મંત્ર ભણાવી તેણે સંકલ્પ કરાવ્યો. મેં કંઇ વિરોધ કર્યો નહિ. મારી ચારે બાજુ સ્નાનાર્થી નરનારીઓનાં ભક્તિગદ્ગદ મુખારવિંદ જોઈ પહેલાં તો મારું પણ મન એ પુરાણુ પ્રાચીન કાલમાં પહોંચી ગયું હતું—એ પ્રાચીન કાલમાં પશ્ચિમના શિક્ષણના પ્રવાહે આવીને આપણી સનાતન ધર્મશ્રદ્ધાને એકદમ કલુષિત કરી નાખી નહોતી !

પછી હું વિશ્વનાથનાં દર્શન કરવા ગયો. અનેક મીઠાઇની દુકાનો,

દૂધ દહીં રબડી મલાઈની દુકાનો, રમકડાં અને વાસણોની દુકાનો, કપડાં, ચિત્રો, આભૂષણો અને દેવમૂર્તિઓ વગેરેની અસંખ્ય દુકાનો જોતા જોતા ગલીઓમાં થઈ ફરતા ફરતા અમે ચાલ્યા. આવી સાંકડી ગલીમાં આટલાં મકાનો હોઈ શકે એ મેં આંખે ન દીઠું હોત તો હું કદી માનું જ નહિ! નવાઈની વાત! બે હિંદુસ્તાનીઓને એકી સાથે એ રસ્તે થઈને જવાનું હોય તો ભારે આપદા પડે; તેમાં વળી કાશીનો પ્રખ્યાત સાંઢ—એને ફાવે ત્યાં, ગમે ત્યાં રસ્તો રોકીને ઊભો હોય. ધક્કામુક્કા કરી, જેમતેમ કરી અમે ઢુંઢીરાજ ગણેશ આગળ આવી પહોંચ્યા. કહે છે કે પહેલાં ઢુંઢીરાજની પૂજા ન કરવામાં આવે તો કાશીમાં કોઈપણ દેવતાની પૂજા સિદ્ધ થતી નથી. તેથી એ વિરાટ સિંદૂરીઆ, સૂંઢવાળા ગણેશના માથા પર પહેલાં ફૂલ બિલીપત્ર ચડાવીને, પછી અમે વિશ્વનાથનાં દર્શન કરવા ગયા.

રૂપાનાં વિશાળ બારણાંમાં થઈને અંદર જતાં એક નાનકડું મંદિર જોઈ મારું મન કેવું યે થઈ ગયું! તેમ છતાં માથા પર સુવર્ણમંડિત શિખર જોઈ કંઈક દિલાસો મેળવ્યો. વજન નથી, પણ મૂલ્ય તો છે.

ગમે તેમ હો, મંદિરની અંદર જઈ, પહેલાં તો પૂજારીના હાથમાં પેંડા અને ફૂલ બિલીપત્ર આપી દીધાં. તેમણે તે દેવને સમર્પણ કર્યાં, ને બધાંયે અમારા હાથમાં પાછાં આપ્યાં. એનો દેવને લોભ નહોતો. પછી મારા સાથીદારે મને કહ્યું: 'લો, સ્પર્શ કરો.' મેં જોયું તો બધાયે લાંબા થઈ દેવતાને સ્પર્શ કરી એમના ચરણામૃતનું પાન કરી રહ્યા હતા. હું ભીડને હઠાવી એની અંદર ધુસ્યો.

પરંતુ મૂર્તિ ક્યાં? ફૂલ બિલીપત્ર અને ગંગાજળમાં તે ઢંકાઈ ગયેલી હતી. પાણીમાં હાથ નાખતાં જ મારો હાથ એકદમ તેમના મસ્તકને અડયો. સાથે સાથે મારું આખું શરીર થરથરી ઊઠયું. હું તીરથ કરવા નહોતો આવ્યો, અને પુણ્ય સંચય કરવા તરફ મને લોભ

પણ નહોતો, તોયે મને થયું : મેં આ શું કર્યું ! કોને સ્પર્શ કર્યો ! કાશી વિશ્વનાથ ! ત્રિલોકેશ્વર, દેવદેવીઓના પૂજ્ય, સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લયના વિધાતા, જુગજુગથી જેનાં દર્શન પામવા માટે લોકો રાતરાતોના ઉજાગરા કરે છે તે ! થર થર મારો હાથ કાંપવા લાગ્યો. કંઠ શોષાવા માંડ્યો. હું મનમાં મનમાં બોલ્યો: ‘ હે સર્વજ્ઞ, મને ક્ષમા કર. હે નીલકંઠ ! તું મારાં બધાં પાપ બાળી નાખ !’

ત્યાંથી નીકળીને અમે અન્નપૂર્ણાના મંદિરમાં ગયા. પથ્થરની દેવમૂર્તિને સોનાનું મુખ પહેરાવેલું હતું. નમસ્કાર કરી પૂજા કરી.

મારા સાથીએ કહ્યું: ‘ આ અન્નપૂર્ણાનાં દર્શન કર્યા પછી જીવનમાં કદી પણ અન્નનું દુ:ખ ભોગવવું પડતું નથી.’

મંદિરની પ્રદક્ષિણા કરી અમે ફરી દર્શન કર્યાં. અને મૂર્તિનો ચરણસ્પર્શ કરી અમે ધર્મશાળામાં પાછા આવ્યા.

વિરાટ નગરી છે આ ! હજારો નાનકડી ગલીઓ એ આનું સૌન્દર્ય છે ! સૂર્યનાં કિરણો પણ ન પ્રવેશી શકે એવી એ ગલીઓમાં લાખો માણસો વસે છે—ચારે તરફ મકાનોની ભીંડ છે—એકએકની સાથે બધાં એવાં જોડાયેલાં છે, કે દૂરથી લીટીઓ દોરી હોય એવું લાગે ! અહીં પૈસાદારોની હવેલીઓ છે--અહીં મોટાં મોટાં કારખાનાં છે,—અહીં અસંખ્ય છાત્રાલયો અને પાઠશાળાઓ છે—વિદ્યાદિગ્ગજ, તર્કચક્ષુ, ન્યાયરત્ન, શિરોમણિ, મહામહોપાધ્યાય વગેરે પંડિતમંડળ અહીં શાસ્ત્રચર્ચા કરે છે, અહીં હિંદુઓના નાનામોટા તેત્રીસકરોડ દેવતાનાં મંદિરો છે.

કાશીની આ ગલીઓ કાશીના ગૌરવનાં સ્મરણોનો અતિપ્રાચીન ઇતિહાસ, હૈયામાં સંઘરીને, આજે પણ અમ્લાન વદને ઊભી છે. કંઇ હજારો વરસોની કેટલીયે વાતો, કેટલીએ ઘટનાઓ, આજે પણ કાશીના ગંગાતટનાં એ અસંખ્ય પગથિયાંમાં નીરવ પાષાણ રૂપે રહેલી છે.

સંધ્યાના અંધારામાં અમે બે જણા એક હોડી કરી દરરોજ કેદારઘાટથી મણિકર્ણિકા ઘાટ સુધી ફરતા. માથા ઉપરનું અસંખ્ય ગ્રહ-તારાઓથી મંડિત કાળું આકાશ પાણીમાં પોતાના પ્રતિબિંબ તરફ સ્તબ્ધ બનીને જોઇ રહેતું—અને દૂરથી પવનમાં પુરવી અને બિહાગનો મધુર અવાજ તણાઇ આવતો. હું વિસ્મય પામી એ પ્રકાશ અને છાયા-વાળાં, ઘાટનાં એ અદ્ભુત લાંબાં પગથિયાં તરફ જોઇ રહેતો! જાણે કોઇ રહસ્યલોકમાંથી આ ઘાટનાં પગથિયાંની હારો ઊતરી આવી હોય એવું મને લાગતું તેનો નથી આદિ, નથી અંત—ક્યાંથી શરૂ થઇ ક્યાં જાય છે કોણ જાણે!

ઉપર નજર કરી જોઉં છું તો એક પ્રાચીન જટાધારી વડ ઊભો હતો, અને તેની બાજુમાં તેના કરતાં યે પ્રાચીન એક મંદિર હતું! દૂર ઝમ ઝમ કરતો એક દીવો બળતો હતો, બરાબર ઘાટના માથા પર. કંઇક પ્રકાશ અને કંઇક છાયા મળીને ઘાટની ઉપર એક વિચિત્ર સૃષ્ટિ ખડી થઇ ગઇ હતી. અને નીચે અંધારા જળ તરફ નજર કરતાં, જાણે ઘાટના કાનમાં ગંગા અસ્પષ્ટ કલરવ કરી કંઇક કહી રહી હોય એવું લાગતું હતું. હું ગુપચુપ પાછળથી એમની એ વાતો સાંભળવા શાંતિથી કાન માંડી રહેતો.

કાશીમાં હું દશબાર દિવસ રહ્યો. એટલામાં એ યુવકની સાથે મારે એવી મૈત્રી જામી ગઇ કે અમે આખો દિવસ સાથે જ રહેતા. માત્ર બપોર પછી પોતપોતાનાં કામે ચાર પાંચ કલાક છૂટા પડતા.

યુવકનું નામ હતું અરૂણ ઉંમર વીસ બાવીસની હશે. બારે

કલ્પનાશીલ હતો, અને છતાં બાળકના જેવો સરળ હતો! આ થોડા દિવસમાં તેણે પોતાના જીવનનો લગભગ બધો જ ઇતિહાસ મારી આગટ પ્રગટ કરી દીધો હતો. અને જે બાકી હતો તે પણ તેણે છેલ્લી રાતે મને કહી નાખ્યો.

તે દિવસે રાસપૂર્ણિમા હતી. રાતના બાર વાગી ગયા હતા. હજી પણ અમે હોડીમાં બેસી ગંગામાં ફરતા હતા. ગંગા પર તે વખતે બીજી એકે હોડી નહોતી.—બધી ઘાટે બાંધેલી હતી—હોડીવાળા યે બધા ઘણું ખરું ઊંઘી ગયા હતા. આકાશમાંથી ચાંદની નીતરતી હતી. આખી સૃષ્ટિ જાણે ચાંદરણાંમાં નહાઈ રહી હોય એવું લાગતું હતું. દૂરથી માત્ર શરણાઇનો કરુણ સૂર ખેંચાઈ આવતો હતો. મેં મારા મિત્રની સામે જોયું—એની આંખોમાં જાણે કંઈ સ્વપ્નાં ઘેરાતાં હતાં!

મેં કહ્યું: ‘ અરુણ, બહુ થયું, મધરાત થઇ, હવે પાછા ફરીએ.’

અરુણ મારો હાથ ધીરે ધીરે પોતાના હાથમાં ખેંચી લઈ મૃદુ-સ્વરે બોલ્યો : “ દાદા, તમે કદી કોઈ છોકરીના પ્રેમમાં પડયા છો ? ’

મેં કહ્યું : ‘ના, હું પ્રેમમાં પડું એવી કોઈ છોકરી પણ હજી લગી મેં જોઇ નથી. તું કોઇના પ્રેમમાં પડયો છે કે શું ?’

અરુણ પોતાની સ્વપ્નઘેરી આંખો મારી આંખો પર ઠેરવીને બોલ્યો : ‘ હું તો પ્રેમમાં પડયો છું. પણ એ પડી છે કે કેમ એની ખબર નથી. ’

મેં કહ્યું : ‘ એ વળી કેવું ? ’

‘ એ એક અદ્‌ભુત ઘટના છે, પણ હું તે મારે મોઢે નહિ કહી શકું. ’

આમ કહી ગજવામાંથી એક નાની ચોપડી બહાર કાઢી તેણે શરમાતાં સંકોચાતાં તે મારા હાથમાં મૂકી.

મેં કહ્યું : 'આ તો જાણે કોઈ નવલકથા જેવું લાગે છે !'

મૃદુકંઠે અરુણે કહ્યું : 'ના, એ માત્ર એક ટૂંકી વાર્તા છે. આજે જ એ લખી છે, આજે રાસપૂર્ણિમા થઇ ખરીને! તે દિવસે પણ એ તિથિ હતી.'

આમ કહી તેણે એક દીર્ઘ નિઃશ્વાસ દબાવી દીધો !

મેં કહ્યું : 'લખવા કરવાની પણ તને ટેવ લાગે છે કંઈ! તું લેખક છે શું ?'

તેણે કહ્યું : 'લેખક થવાનું મન છે. લેખક હોત તો હું મારા જીવનની કથા કેવી સુન્દર રીતે લખી શક્ત—આ મારો પ્રથમ પ્રયાસ છે. કેવું લખાયું છે વાંચી જુઓ તો ?'

હું કુતૂહલ રોકી શક્યો નહિ. હોડીવાળાની પાસેથી દીવો માગી લઈ મેં વાંચવા માંડયું. અરુણ ચુપચુપ આકાશ સામે જોતા બેસી રહ્યો.

## : ૬ :

અરુણની જ ભાષામાં એની વાર્તા અહીં ઉતારું છું :

રાયપુરના ચૌધરી કુટુંબને ઘેર રાસયાત્રા હતી. એ જોવા માટે સાત ગામના લોકો ટોળે વળ્યા હતા. બાળક વૃદ્ધ જુવાન, ગરીબ ને તવંગર એકેએક માણસ આનંદમાં મસ્ત હતું.!

ત્રણ ખેતરો રોકીને દુકાનો બેસી ગઈ હતી. હારબંધ દુકાનો હતી; મમરા, પતાસાંની દુકાન એક તરફ હતી, ઘડા લોટા, થાળી વાટકા, વગેરેની દુકાન બીજી તરફ હતી. લુગડાનો ફાટેલો તંબુ ઠોકી એક તરફ જાદુ અને સરકસવાળા ઢોલ બજાવી મોંમાં ભભૂકતી આગ ઉતારી જોનારાઓનાં મન લોભાવતા હતા. એક તરફ ચકડોળ હતો —છોકરાંની ભીડ એ તરફ સૌથી વધારે હતી. કોઈ ઠેકાણે વળી કઠ-પૂતળીનો નાચ કે રામલીલા ચાલતી હતી. પેટ્રોમેકસ કે ગેસના અજ-વાળામાં, લોકોના કોલાહલથી એ આખું ગામડું ગાજી ઊઠ્યું હતું !

જમીનદારનું ઘર ત્રણ માળનું છે. બીજા માળ પર હારબંધ ઓરડા છે : ઉપર નીચેના અગણિત પાતળા ને જાડા થંભો પ્રાચીન શિલ્પકલાના નમુનાને છાતીએ વળગાડી, આજે પણ જરાગ્રસ્ત વૃદ્ધની પેઠે ઊભેલા છે.

ઘરની અંદર મંદિર અને સેવા હતાં—રાધાકૃષ્ણની મૂર્તિઓ ત્યાં પધરાવેલી હતી. એકસો વરસથી રોજ તેમની પૂજાઅર્ચના થતી હતી. આજના જમીનદાર કૃષ્ણનારાયણ ચૌધુરીના વડદાદાએ આ કુળ-દેવતાની પ્રતિષ્ઠા કરી ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. ત્યારથી દર વરસે આ રાસયાત્રાનો ઉત્સવ ભારે ધામધૂમપૂર્વક થતો હતો. પંદર દિવસ સુધી એનો આનંદ પૂરો થતો નહોતો!

આજે રાસપૂર્ણિમા હતી! તેથી સવારથી જ તેની તૈયારીઓ ચાલ્યાં કરતી હતી. જમીનદારના અંતઃપુરમાં સ્ત્રીઓને શ્વાસ ખાવાની યે ફુરસદ નહોતી. પૂજાની કેટલી તૈયારીઓ, કેટલી સામગ્રી ને કેટલાં સાહિત્યો તૈયાર કરવાનાં હતાં તેમણે!

સ્નાન કરીને, ભીના કેશ પીઠ પર વિસ્તારીને, લાલ કિનારીવાળી રેશમી સાડી પહેરીને, માલતીદેવીએ ભંડારના ઓરડામાં પ્રવેશ કર્યો —કૃષ્ણનારાયણ ચૌધુરીની એ બીજીવારની નવપરિણીતા પત્ની,— ચૌધુરી વંશની કુળલક્ષ્મી હતી!

તેના જીવનમાં આ પહેલી જ રાસયાત્રા હતી. તેથી વૃદ્ધ ફોઈ-જીને પૂછી પૂછીને એક એક કરી તેણે પોતાના હાથે રાધાગોવિંદજીનું નૈવેદ્ય કાઢવા માંડયું. પતિ અને સસરાના કુળના ગૃહદેવતાને પ્રસન્ન કરવાનો ભાર આ પહેલી જ વાર તેને માથે પડયો હતો. ખૂબ પવિત્રતાપૂર્વક આજે આખા દિવસનો તેણે ઉપવાસ કર્યો હતો: રાસની પૂજાઅર્ચના પૂરી થઈ રહ્યા પછી પ્રસાદ મુખમાં નાખી તે વ્રત પૂરું કરવાની છે.

પ્રભાતના ખીલેલા કમળના જેવી સુન્દર શોભા તેનાં અંગેઅંગ માંથી ફૂટી નીકળતી હતી.

માલતીની ઉંમર ઓછી હતી, પણ તેનું ડહાપણ અને બુદ્ધિ ઓછી નહોતી. પૂજાનો એકએક નિયમ તેને મોઢે હતો. તેથી ધીરે

ધીરે પોતાના હૃદયનું તમામ માધુર્ય રેડી, માલતી પોતાના પરમપ્રિય, પ્રિયતમની પૂજાની તૈયારીઓ કરવા લાગી. આજની આ પૂજાને, આ ઉત્સવને સફળ કરવાનો ભાર એની જ ઉપર પડેલો હતો! ક્યાંય કંઈ ભૂલચૂક ન થાય એ એણે જોવાનું હતું!

ગોર મહારાજ પોતાનો ભાગ—એટલે નૈવેદ્ય વગેરેમાં બધી ચીજો પૂરેપૂરી આવે છે કે નહિ, કંઈ રહી જતું તો નથીને—એ જોવા ઘડીએ ઘડીએ અંતઃપુરમાં જઈને તપાસ કરતા હતા. પરંતુ જ્યારે જોયું કે માલતી દેવીએ સોળઆનીનો જગાએ અઢાર આનીની ગોઠવણ કરી છે ત્યારે ખૂશ ખુશ થઈ ફોઇબાની સામે જોઇ બોલ્યા: 'હં મા! આ વખતે તમે વહુ લાવ્યાં તે સાર્થક થયું! જાણે માલક્ષ્મીનો અવતાર! દેવદ્વિજ પર કેવી શ્રદ્ધા છે, કેવી ભક્તિ છે! આ વહુના આશીર્વાદથી ચૌધુરી વંશનાં ધન દૌલત ફરી પાછાં આવશે. તમે જોજો આ, મારા મોંના શબ્દો, બ્રાહ્મણનું વાક્ય કદી મિથ્યા નહિ થાય!'

માલતીદેવીની સાથે ભત્રિજાનાં બીજીવારનાં લગન ફોઈબાએ જ જોર કરીને કરાવ્યાં હતાં. તેથી ગોર મહારાજના શબ્દો સાંભળી હાસ્ય અને ગર્વથી, એમનું બોખું મોં એવું અજબ મલકી ઊઠયું કે એ જોઇને હાજર રહેલી છોકરીઓથી હસી પડયા વગર રહેવાયું નહિ. ફસ ફસ કરી સહિયરોના કાનમાં કંઈ બોલતી સૌ એકબીજાની ઉપર પડવા લાગી.

મોં બગાડી ફોઇબાએ કહ્યું: 'મૂઇ છોકરીઓ! હસીને એમનું પેટ ફાટી જાય છે.—જતી રહો અહીંથી, તમારું થુંક ઊડશે.'

ખીલ ખીલ કરી હસતી હસતી છોકરીઓ ત્યાંથી નાસી ગઇ.

'કેષ્ટો, ઓ કેષ્ટો, કહું છું જરા અહીં આવ આ સાંભળી જા તો!'

ફેટ્ટો ઉર્ફે કૃષ્ણનારાયણ ચૌધુરી તે વખતે હાંફળા ફાંફળા બહારની ઓસરીમાં થઇને કામે જતા હતા. ફોઇબાની બૂમ સાંભળી તેઓ અંદર આવ્યા ને બોલ્યા: 'શું છે ફોઇબા?'

ફોઈબાએ શરૂ કર્યું: 'કેવી વહુ હું ઘરમાં લાવી છું જોયું?' ચારેકોર વાહવાહ થઈ ગયું છે. ગોર મહારાજ શું કહે છે એ તો સાંભળ!'

પછી ગોર મહારાજે રૂપાના હુકાનો એક દમ મારી ધૂમાડો કાઢતાં કાઢતાં કહ્યું: 'ખરી વાત છે. ભાઇ! કહું તો માન્યામાં નહિ આવે, પણ મને તો લાગે છે કે ખુદ રાધારાણી પોતે ફરી પાછાં આવ્યાં છે પોતાના કૃષ્ણની સેવા કરવા વાસ્તે! આહ! મારી માની શ્રદ્ધા અને ભક્તિની શી વાત કરૂં?'

ફોઈબા ગોર મહારાજના શબ્દોને ટેકો આપી બોલ્યાં: 'તે ન હોય? હું કંઈ જે તે ઘરની છોકરી લઈ આવી છું તે? ફેટ્ટો મારો લગન કરવાની જ ના કહેતો હતો—કહે, ફોઇબા, હું ચાલીસ વરસનો થયો, હવે તમારી સોળ વરસની કન્યાને હું ગમું ખરો?'

કૃષ્ણનારાયણને વધારે સાંભળવું ગમ્યું નહિ. કંઈક શરમાઈને તરત જ તે ત્યાંથી બીજે જતો રહ્યો. ગર્વમિશ્રિત હાસ્યથી તેનું મોં ઉજ્જવળ બની ગયું હતું.

પરંતુ ફોઇબાની જીભ રહી નહિ. વહુમાની આ કીર્તિનું ગૌરવ પોતાને જ મળવું જોઇએ એ સાબીત કરવા માટે તેમણે ફરી બોલવા માંડ્યું: 'હું કહું છું. પુરુષ આદમીની વળી ઉંમર જોવાની કેવી! કેટલા જનમનાં પુણ્ય કર્યાં હોય ત્યારે આવા ઘરમાં છોકરી જાય. ખરું કે નહિ, ગોર?'

'ખરું, ખરું,' કહી ગોરે ફરી હુક્કો પીવામાં મન પરોવ્યું.

સાંજ પડી. ઘરેઘરમાં પ્રકાશ થયો.

જમીનદારના ઘરમાં ને બહાર દીપમાળાઓ પ્રકટી. દેવસેવાના ઓરડામાં હજાર દીવડાઓવાળું ઝુમ્મર સળગ્યું. ઢોલ નગારાં અને સરણાઇઓના અવાજો શરૂ થયા. ફૂલ ચંદન અને ધૂપ અગરની સુગંધથી મંદિર મહેકી ઊઠયું. ગોર મહારાજે જોરશોરથી મંત્રો ભણવા માંડયા.

બહાર દર્શન–વાંચ્છુઓની ભીડ હતી. દેવમંદિરમાં ઘરની સ્ત્રીઓની ભીડ હતી. ફોઈબા, માસીમા વગેરે વિધવાઓ મૂર્તિની સામે જોતી બેઠી હતી. અને બેઠી બેઠી જપ કરતી હતી. એમની આંખોમાંથી પ્રેમનાં આંસુ ઝરતાં હતાં. ઉઘાડે શરીરે, રેશમી પીતામ્બર પહેરીને, ભક્તિગદ્‌ગદ્‌ ચિત્તે, એકતરફ ઊભા હતા જમીનદાર કૃષ્ણનારાયણ ચૌધુરી; તેમની દૃષ્ટિ કુલદેવતાનાં લાલ ચરણમાં જડાયેલી હતી.

ફોઇબાએ માળા ફેરવતાં આમતેમ નજર કરી લઇ ધીરેથી પડખે બેઠેલીને કહ્યું: 'ઝટઝટ વહુમાને બોલાવી આવ, જા! પૂજા શરૂ થઈ ગઇને!'

પડખે બેઠેલી, સગપણમાં વહુની, અર્થાત્ માલતીની નણંદ હતી. તેથી તેણે ફોઈબાના કાનમાં મોં ઘાલી ધીરેથી કહ્યું: 'હજી એના શણગાર થયા નથી તો!'

એટલામાં ત્યાં માલતીદેવીએ પ્રવેશ કર્યો. એના અંગેઅંગમાંથી જાણે સૌન્દર્ય નીતરતું હતું! સફેદ દૂધ જેવી રેશમી સાડી પહેરેલી હતી,

પગે અળતો લગાડેલો હતો, ટચૂકડા કપાળમાં ચંદનની બારીક ટીલડી કરેલી હતી, ભમરાના જેવી કાળી પહોળી આંખોમાં ભાવની વિહ્વળતા હતી.

એક શબ્દ પણ બોલ્યા વગર માલતીએ હાથમાં ચામર લીધી, અને એ પુષ્પમંડિત રાધાગોવિંદની મૂર્તિને વા ઢોળવા માંડયો.

ફોઈબાએ તીરછી આંખે એક વખત વહુની સામું જોયું, ને પછી ભત્રીજાની સામે નજર કરી.

કૃષ્ણનારાયણ તે વખતે અનિમેષ નયને પોતાની પત્ની તરફ જોઈ રહ્યો હતો, જાણે પત્નીનું આવું અદ્‌ભુત સૌન્દર્ય તે પહેલી જ વાર જોતો હતો! આ રૂપ માલતીએ આટલા દિવસ કયાં સંતાડી રાખ્યું હતું? આજે જાણે રૂપ અને રસનું મહામિલન થયું છે! સૌન્દર્યના સાગરમાં આનંદનાં મોજાં ઊછળે છે! કૃષ્ણનારાયણની આંખો આગળ શ્રી રાધિકાજીનું સ્વરૂપ તરી આવ્યું. પણ આ કોઈ ધ્યાન ધરવાની મૂર્તિ નહોતી, આ તો સાચેસાચ સ્ત્રી ઊભી હતી!

પૂજા આરતી પૂરાં થયાં.

ફોઈબા અને કૃષ્ણનારાયણ બંને માલતીદેવીને ખવડાવવા માટે વ્યાકુળ બની ગયાં. રકાબીમાં ફળમૂળ અને ખાવાનું કાઢી ફોઈબાએ કહ્યું: 'વહુમા, જરા બે કોળીઆ ખાઈ લો તો, મા! રાત કેટલી થઈ ગઈ! હા! આખો દિવસ ઉપવાસ કરીને મારી વહુનું મોં કેવું સુકાઈ ગયું છે!'

માલતીદેવીએ કહ્યું: 'ફોઈબા, આજે ઉત્સવના દિવસે બધી રૈયતને હું મારે હાથે ખવડાવીશ ત્યારે મોંમાં કોળીઓ નાખીશ! એ વગર મારું વ્રત પૂરું થવાનું નથી!'

ઓ મા! આ વેંત જેવડી છોકરી બોલે છે શું! ફોઈબા તરત જ વચમાં બોલી ઊઠયાં: 'આવું ન બોલાય, મા! તું ચૌધુરી ઘરની વહુ થઈને, આટલાં બધાં અજાણ્યાં માણસોના દેખતાં બહાર નીકળે, તો

લોકો અમારી નિંદા કરે, અને અમારે પણ સૌની આગળ મોં છુપાવવું પડે. ચૌધુરી વંશના રીતરિવાજનો શું તારે ભંગ કરવો છે, મા?'

માલતીદેવીએ પછી બાળકની પેઠે જીદ કરી.

ફોઈબા તેને કંઈક જવાબ દેવા જતાં હતાં, એટલામાં પાછળથી કૃષ્ણનારાયણ આવીને બોલ્યો: 'નહિ બને, એ નહિ બને—તારે ચૌધુરી વંશના નામ પર પાણી ફેરવવું છે શું?'

પતિના સવાલના જવાબમાં તે કંઈ બોલી શકી નહિ. તેનું મન દબાઇ ગયું.

અતિથિ અભ્યાગતો અને નિમંત્રિતોને જમાડતાં જમાડતાં રાતનો એક વાગી ગયો.

પછી શરૂ થઇ રામલીલા—'રાવણ વધ' નું નાટક થવાનું હતું. કલકત્તાથી પ્રખ્યાત ભજવનારા આવ્યા હતા. સાત સાત ગામડાંનાં લોકો એમનું નાટક જોવા તૂટી પડયાં હતાં. લોકોનો જાણે મહાસાગર ઊભરાયો હતો! ઘરમાં ને બહાર, ઓસરીમાં ને ઊંમરામાં, ઉપર ને નીચે, માણસો માતાં નહોતાં!

ફોઇબાએ કહ્યું: 'ચાલ વહુમા, તું મારી પાસે બેસજે!'

માલતીદેવીએ કહ્યું: 'મારૂં શરીર સારૂં નથી, એટલે એવી ભીડમાં હું નહિ આવું, ફોઈબા!'

'ઓ મા! ઠેઠ કલકત્તાથી રામલીલાવાળા આવ્યા છે, ને તું આવવાની ના કહે છે? જરા જો તો ખરી, કેવું નાટક કરે છે તે!'

સાથે સાથે કૃષ્ણનારાયણ બોલી ઊઠયો: 'રહેવા દો, રહેવા દો, ફોઇબા! વધારે જાગીને હવે શું કામ છે? આખા દિવસનો ઉપવાસ છે, એટલે જરા ઊંઘશે તો શરીર સારૂં રહેશે.'

આમ કહી તેઓ રામલીલા જોવા ગયા.

ફોઈબા પણ વહુને પથારીમાં સુવડાવી પડદાની પાછળ ગયાં, અને સૌને ઠેલી ભીડમાં પોતાની જગા કરીને બેઠાં.

ઊંઘ? આજે માલતીદેવીની આંખોમાં ઊંઘ નથી. આજની રાત, રાસપૂર્ણિમાની રાત શું ઊંઘમાં કાઢવાની હોય? તેથી તે પથારી છોડી ઊભી થઇ ગઈ, અને ઉઘાડી બારી આગળ ઊભી ઊભી બહાર જોવા લાગી.

ઘરની જોડાજોડ પાકી દિવાલવાળો મોટો બાગ હતો. બાગની વચમાં મોટું તળાવ હતું, તેની ચારે તરફ પથ્થરનો ઘાટ હતો. બાગમાં ઘણા ફૂલછોડ હતા, ઘણાં ફળાઉ ઝાડ હતાં, બકુલ અને માધવી લતાની કુંજો પણ ઘણી હતી.

હેમન્તના મેઘહીન સ્વચ્છ આકાશમાંથી ચાંદની જાણે શત શત ધારે ઝાડો ઉપર, લતાઓ ને પાંદડાં ઉપર, ફળફૂલ ઉપર, અને તળાવના શ્યામ જળ ઉપર વરસી રહી હતી!

માલતી દેવીની આંખો આગળ યુગોની પેલી પારથી એક રાસપૂર્ણિમાની રાતની સ્મૃતિ તણાઈ આવી. તે દિવસે પણ આકાશમાં ને વનમાં આવી જ તડકી છાંયડીની મનોહર માયા વિસ્તરેલી હશે, અને વૃંદાવનની એકાંત કુંજમાં આખી રાત કૃષ્ણ અને રાધિકાએ કેટકેટલી લીલા કરી હશે!

'આ શું ભાભી, તમે હજી ઊંઘી ગયાં નથી? અહીં મૂગાં મૂગાં ઊભાં રહીને શું કરો છો?'

બોલનાર એકદમ સીધો અંદર આવી પહોંચ્યો. એ કૃષ્ણનારાયણ ચૌધરીનો નાનો ભાઇ શ્યામલ હતો.

ચમકીને માથે જરા છેડો ખેંચી લઇ માલતીએ હસતાં હસતાં કહ્યું: 'શું તમારા રામલીલાવાળાઓનું ગળું છે!—રાવણને હરે

સીતાનું હરણ કરવાની તકલીફ ઉઠાવવી નહિ પડી હોય! પતિ અને દિયરની ગર્જનાઓ સાંભળી બિચારી એવી ગભરાઈ હશે કે પોતે જ ઘર છોડીને ભાગી ગઈ હશે...ખરું કે નહિ, ઠાકુરપો?'

ભાભીજીનું બોલવું સાંભળી શ્યામલ હાસી પડયો ને બોલ્યો: 'એકવાર જાતે જઈને જુઓ! ચાલોને ભાભી!'

'માફ કરો ભાઈ! હું જ્યાં છું ત્યાં જ ઠીક છું. અહીં ઊભી ઊભી પ્રકૃતિની શોભા જોઉં છું. પૂર્ણિમાનો ચંદ્રમા આકાશમાં કેવો સુંદર દેખાય છે, જુઓ તો ખરા! ઘડીકમાં એ તળાવનાં પાણીમાં હીંચકા ખાય છે, તો ઘડીકમાં ઝાડીની અંદર ફૂલોની સાથે સંતાકૂકડી રમે છે!'

શ્યામલ તરૂણ યુવાન હતો. ચળકતો શ્યામ વર્ણ હતો, માથા પર લાંબા વાળ હતા, પહોળી આંખોમાં જાણે દૂરદૂરનું કોઈ સ્વપ્ન વસેલું હતું!

તેણે કહ્યું: 'સાચું કહો છો, ભાભી! આજે પ્રકૃતિનું રૂપ કેટલું સુન્દર છે! લતાઓમાં, પાંદડાંમાં, આકાશમાં, અને પવનમાં કેવું મધુર સૌન્દર્ય છે!'

આમ કહી તે મૂગો રહી પ્રકૃતિ તરફ જોઇ રહ્યો.

થોડીવાર આવી રીતે વીત્યા પછી માલતી દેવીએ ધીરે ધીરે કહ્યું: 'ઠાકુરપો, તમારી રામલીલા પૂરી થવા આવી, જાઓ એકદમ!'

'ના, ભાભી! રામલીલા જોવાનું હવે મન નથી; નાટકવાળાઓના એકસરખા ઘુમાટા સાંભળી મારો જીવ ગભરાઇ આવ્યો, એટલે હું અહીં નાસી આવ્યો!'

'ત્યારે તો તમને રસનું જ્ઞાન છે ખરું.'

આમ કહી માલતી દેવી જરા હોઠમાં હસી. પછી ધીરે ધીરે શ્યામલની પાસે જઈ તે ઊભી રહી.

મહા મૌનમાં વળી થોડો વખત પસાર થઇ ગયો. બંનેમાંથી કોઈના પણ મોંમાંથી કંઈ વાત નીકળી નહિ. પછી ખૂબ ધીમા અને મૃદુ કંઠે માલતી દેવીએ કહ્યું: 'ઠાકુરપો,, ચાલોને બાગમાં જઈએ. રાત તો પૂરીયે થવા આવી. તમે મને ફૂલ ચૂંટી આપજો, અને હું ઘાટ પર બેસી મારા રાધાકૃષ્ણને માટે માળા ગૂંથીશ!'

ઉત્સાહથી સ્યામલનું મોં ઉજ્જ્વલ બની ગયું. તેણે કહ્યું: 'તો ચાલો, ભાભી!'

શ્યામલ આગળ ચાલતો હતો, અને તેની પાછળ સુસજ્જિત વેશમાં માલતી જતી હતી.

ખડકીનો દરવાજો વટાવી, બગીચાના લાલ કાંકરીવાળા રસ્તે જતાં જતાં, એકાએક માલતી દેવી એક ઝાડની પાછળ સંતાઈ ગઈ. પાછું ફરીને જોતાં ભાભીને ન દેખવાથી, શ્યામલ 'ભાભી! ભાભી!' કરતો આમતેમ દોડાદોડી કરવા લાગ્યો.

'ટૂહું!' કરી માલતી નાની બાલિકાની પેઠે હસતી હસતી દોડતી, બીજા ઝાડની પાછળ સંતાઈ ગઇ. શ્યામલ એ તરફ ગયો, એટલે તે બીજી તરફ ગઇ.

આવી રીતે દોડાદોડ કરતાં માલતીને કપાળે પરસેવો વળી ગયો. તે હસતી હસતી ઘાટ પર એક બકુલ ઝાડની નીચે આવીને બેસી પડી. પછી બાળકની પેઠે મોઢે હાથ દઇ બોલી: 'ઠાકુરપો, હવે ભાઇ આવ્યા!'

શ્યામલ કૃષ્ણનારાયણ બાબુનો સગો ભાઇ નહોતો—તેમની સાથે તેને લોહીનું કંઈ સગપણ નહોતું. પરંતુ તેની માની સાથે નાનપણમાં

જમીનદારનાં ગૃહિણીએ સખીપણું બાંધ્યું હતું. આ સંબંધથી શ્યામલ કૃષ્ણનારાયણ બાબુને દાદા કહેતો હતો, અને કૃષ્ણનારાયણ બાબુ પણ તેને નાનો ભાઈ સમજતા હતા. કોઇપણ કામકાજમાં તેઓ તેને ભૂલતા નહિ. ઘરમાં બધે જાઆવ કરવાની તેને છૂટ હતી.

શ્યામલે ભાભીને ઘણી વખત ઘણી રીતે જોઈ હતી. પરંતુ આજે ભાભીનું આ સ્વરૂપ જોઇ તે ખરેખર આભો બની ગયો. તેથી તે દોડતો ઢગલો ફૂલ લઈ આવ્યો, ને તે ભાભીના પગમાં નાંખતો નાખતો બોલ્યો : 'ભાભી! તમે આજે કેવાં સુન્દર દેખાઓ છો!'

'ખરેખર?'

કહી માલતીએ એવી રીતે એની સામે જોયું કે શ્યામલ હવે એની આંખો પરથી પોતાની આંખો ખસેડી જ શકયો નહિ. જોઈ જોઈને એની આંખો જાણે ધરાતી જ નહોતી!

તેણે મૃદુ સ્વરે કહ્યું : 'ભાભી, તમને જો ગાતાં આવડતું હોત તો કેવી મઝા પડત!'

તરત જ માલતી દેવીએ કહ્યું : 'તો તમને બહુ ગમત, નહિ? પરંતુ મને ગાતાં નથી આવડતું એવું તમને કોણે કહ્યું, ઠાકુરપો?'

ગભરાઈને તેણે કહ્યું: 'હં, કોઈ દિવસ મેં તો તમને ગાતાં સાંભળ્યાં નથી! ત્યારે તમને ગાતાં આવડે છે, એમ?'

'ઠીક, તો આજે હું તમારી એ ઇચ્છા પૂરી કરીશ. પરંતુ એ પહેલાં તમારે પ્રતિજ્ઞા કરવી પડશે કે આ વાત તમે કદી પણ—કોઈ ને યે નહિ કહો!'

એકદમ શ્યામલે કહ્યું : 'તમારા પગે હાથ મૂકીને કહું છું કે આ વાત કદી પણ, કોઇને યે નહિ કહું, ભાભી!'

માલતી દેવીએ પછી ગાવા માંડયું:

આંગણે આવો રે અય રસિયા,
મૃદુ હસિયા, મારે દિલ વસિયા!

તેના કંઠસ્વરમાંથી જાણે અમૃત વરસવા લાગ્યું.

શ્યામલ વિસ્મયમૂઢ બની અનિમેષ નયને માલતી દેવીની સામે જોઈ રહ્યો હતો. તે વિચાર કરવા લાગ્યો કે ખરેખર આ ગાન માલતી મને જ સંભળાવવા ગાઈ રહી છે, કે પછી માનવલોકની પેલી પાર વસતા કોઈ દેવતાનાં ચરણમાં તે પોતાનાં અંતરનો તમામ આનંદ ઠાલવી રહી છે. તેને કંઇ સમજ પડી નહિ. તેનું માથું ભમવા માંડયું.

ગીત બંધ રહેતાં જ માલતીનો એક હાથ પકડી લઇ શ્યામલે આવેગથી કંપતા કંઠે કહ્યું: 'ભાભી, તમે માનવી નથી, સ્વર્ગની અપ્સરા છો!'

'એના કરતાં ય વધારે!' હાસ્યથી છલકાઈને માલતીએ કહ્યું.

'એટલે?'

'એટલે, જો ગીત સાંભળીને જ તમે મને અપ્સરા કહેતા હો, તો નાચ જોયા પછી તો શું ય કહેશો?'

નાચ?

નવાઈ પામી શ્યામલે કહ્યું: 'તમને નાચતાં યે આવડે છે, ભાભી?'

'આજે મને બધું આવડે છે, ઠાકુરપો! આ જુઓ!'

આમ કહી માલતી દેવીએ નૃત્ય શરૂ કર્યું; અને નૃત્યની સાથે સાથે ધીરે ધીરે ગાવા માંડયું:

આમાર સકલ દેહેર આકુલ રવે
મંત્રહારા તોમાર સ્તવે
ડાઇને વામે છંદ નામે
નવ જનમેર માઝે
વંદના મોર ભંગિતે આર
સંગીતે વિરાજે !

શ્યામલની ફૂટતી જુવાની હતી. આ નૃત્યમયી મનોહર મૂર્તિને જોઈ એકદમ તેની નસોનું લોહી ઊછાળા મારવા લાગ્યું. પલકમાં બધું ભૂલી જઈ તે માલતી દેવીનો એક હાથ પોતાના હાથમાં ખેંચી લઈ, રજનીગંધાનો એક ગુચ્છો તેના અંબોડામાં પહેરાવવા ગયો.

એકદમ નાચગાન બધું બંધ થઈ ગયું. માલતીના મોં પરનું હાસ્ય ક્યાંય ઊડી ગયું. પલકમાં શ્યામલના સ્પર્શથી પોતાને છોડાવી લઈ માલતી દેવીએ કહ્યું: 'ઠાકુરપો, એકદમ જતા રહો અહીંથી! ડાહ્યા તો, મને જરા અહીં એકલી રહેવા દો.'

શ્યામલે સંકોચ અનુભવતાં કહ્યું: 'હું નહિ હોઉં તો તમને બીક નહિ લાગે ?'

'ના, ઊલટું, એનાથી ઊંધું થશે. તમે નહિ, હો તો મને કશી બીક પણ નહિ હોય.'

આ સાંભળી, અપરાધીની પેઠે શરમથી નીચું જોઈ શ્યામલ ત્યાંથી જતો રહ્યો.

તેને ચાલ્યો જતો જોઈ માલતી દેવીએ પાછળથી તેને હાંક મારી બોલાવ્યો.

પરંતુ શ્યામલે તે સાંભળ્યું નહિ હોય. તે ઘરમાં જતો રહ્યો.

વાત અહીં પૂરી થતી હતી.

ધીરે ધીરે ચોપડી બંધ કરી હું અરુણની પાસે જઈને ઊભો. અરુણ તે વખતે પણ ચાંદનીમાં નિસ્તબ્ધભાવે જોતો બેઠો હતો. કંઈ પણ બોલ્યા વગર મેં ચોપડી તેની સામે ધરી.

એક દીર્ઘ નિઃશ્વાસ નાખી અરુણ ચોપડી હાથમાં લઈ ઊઠીને ઊભો થયો અને મારી પાછળ હોડીમાંથી નીચે ઊતર્યો.

પછી ઘાટનાં પગથિયાં ચડી અમે ધર્મશાળા તરફ ચાલ્યા. બંનેમાંથી એકેના મોંમાં જીભ નહોતી. ચૂપચાપ અમે ચાલી જતા હતા.

થોડે દૂર ગયા પછી ચૂપકીદીનો પડેલો ભંગ કર્યો અરુણે. ધીમેથી તેણે મને પૂછ્યું: 'કેવું લાગ્યું, દાદા?'

મેં કહ્યું: 'અરુણ, તેં લખ્યું છે તે બધું સાચું છે?'

થોડી વાર ચૂપ રહી તેણે કહ્યું: 'ધારો કે હું હા કહું છું.'

મેં કહ્યું: 'તો હું કેવું લાગ્યું તે નહિ કહી શકું.'

તેણે કહ્યું: 'કેમ?'

મેં કહ્યું: 'કારણ કે સ્ત્રીજાતિ મારે મન એક કોયડા સમી છે.—એ કોણ છે, ને એને શું જોઈએ છે તે હું હજી સમજી શક્યો નથી. જેમ

જેમ જોઉં છું તેમ તેમ મારી નવાઇ વધતી જાય છે! એટલે જેને નથી ઓળખતો તેને વિષે અભિપ્રાય પ્રગટ કરવા બેસવું એ કેવળ ધૃષ્ટતા કહેવાય!'

અરુણે આગળ કંઇ જ મને પૂછ્યું નહિ.

ધર્મશાળામાં પહોંચતાં પોતાની કોટડીમાં જઇને એ સૂઈ ગયો.

મોડી રાત સુધી મને ઊંઘ ન આવી. કેવળ એ જ એક સવાલ રહી રહીને મારા મનમાં જાગ્યા કરતો હતો કે સ્ત્રીને શું જોઈએ છે! આ જગતમાં એને શાની કામના છે!

બીજે દિવસે સવારે ઊઠી હું સરસામાન બાંધતો હતો એવામાં અરુણે આવીને કહ્યું: 'દાદા, એક દિવસ વધારે રહી જાઓને!'

મને લાગ્યું, હજી તેની વાત કંઈક બાકી હશે.

મેં કહ્યું: 'પારકી નોકરી કરું છું, ભાઈ! આજે મારે અહીંથી નીકળવું જ જોઇએ. તોયે એક દિવસ તો હું અહીં વધારે રોકાઇ ગયો છું!'

અરુણે કહ્યું: 'ફરી કયારે મળશું, દાદા?'

મેં કહ્યું: 'જેવી રીતે આ વખતે મળી ગયા, તેવી રીતે ફરી મળીશું''

પછી અરુણે કહ્યું: 'ચાલો, તમને ગાડી પર મૂકવા આવું.'

આમ કહી તે મારી સાથે સ્ટેશને જવા નીકળ્યો.

: ૭ :

કાશીનું કામ પૂરું થતાં જ મને દાર્જીલિંગ જવાનો હુકમ મળ્યો.

હું દાર્જીલિંગ ગયો. પરંતુ ત્યાં ધાર્યું હતું તેવું કામ થયું નહિ. તેમ છતાં કંપનીનું કહેવું હતું કે ત્યાં સારું કામ થશે. એમની હરીફ એક કંપની, કહે છે કે ત્યાં હજારો રૂપિયાની દવાઓ વેચી શ્રીમંત બની ગઈ હતી. તેથી પાછો ફર્યા પછી થોડા જ દિવસમાં કંપનીએ ફરીથી મને ત્યાં જ મોકલ્યો.

આવી રીતે બે વરસમાં મારે ત્યાં આઠ વખત જવું પડયું.

દાર્જીલિંગને હું પૃથ્વી પરનું સ્વર્ગ સમજતો. પૃથ્વીથી ખૂબ ઊંચે જાણે વાદળલોકમાં એ અદ્દભુત રાજનગરી હતી! જાણે સ્વપ્નનો દેશ! નહિ ત્યાં શહેરનો કોલાહલ, કે નહિ કોઇ મલિનતા, ભ્રષ્ટતા! માત્ર ફૂલ, માત્ર રંગ, માત્ર વાદળાં અને ધુમ્મસ, વૃષ્ટિ અને પ્રકાશની કોઈ નૂતન દુનિયા! એને નથી આદિ, કે નથી અંત. એ નિત્ય સુન્દર છે! નિત્ય નવીન છે!

એક હોટેલ ત્યાં મારો બાંધેલી હતી. હું અને મારા જેવા કેટલા

યે માણસો વખતોવખત ત્યાં ઊતરતા હતા. અમારી કેટલાક જણાની ત્યાં ઠીક ઠીક દોસ્તી પણ બંધાઈ ગઈ હતી. આખું વરસ અમે કોઈ કોઈની ખબર રાખતા નહિ, છતાં ત્યાં ભેગા થતાં જ એકદમ અંતરંગ બની જતા.

એ વરસથી આવું ચાલતું હતું. શાંત અને ધમાલ ચિંતા વગરની જીંદગી હતી—ખાઈ પી આરામમાં દિવસો વીતતા હતા. નહિ મારામારી, નહિ દોડાદોડી, નવી જગા જોવાની કંઈ ઉતાવળ નહિ, વ્યાકુળતા નહિ,—ઉપભોગની આળસમાં દિવસો શિથિલ અને ધીમી ગતિએ પસાર થતા હતા.

છેલ્લી વખતે ત્યાં ગયો ત્યારે એક ઘટના બની, તેની જ વાત કરું.

એક દિવસે બપોર થતા સુધી પત્તાં રમતાં હતાં. બાર વાગી ગયા હશે. ઝમઝમ વરસાદ પડતો હતો. એવામાં ઉપરથી કંઈ કોલાહલ સંભળાયો.

મેં મેનેજર બાબુને પૂછ્યું: 'શું છે આ?'

તેઓ અમારી જ સાથે બેસીને પાનાં ખેલતા હતા. બોલ્યા: 'બીજું શું હોવાનું હતું? મજૂરની સાથે મજૂરીના પૈસાની બોલચાલ! આ મેલમાં એક નવો પેસેંજર સ્પેશ્યલ ક્લાસમાં આવ્યો છે ને?'

'સ્પેશ્યલ ક્લાસ'નું નામ સાંભળી અમે બધાયે જાણે કંઈક ચમકી ગયા. અમારા કરતાં તે કેવો પૈસાદાર હશે, અને કેવી ઊંચી પદવી પર હશે એ જાણવાનું એકદમ સૌનાં મનમાં વિના કારણ કુતૂહલ જાગી ગયું.

મેં કહ્યું: 'કુલીના બેચાર પૈસા વાસ્તે આટલી મારામારી કરે છે એ વળી કેવો પૈસાદાર હશે, બાબા!'

મારી પાસેના ગૃહસ્થ બોલ્યા : 'અરે મશાય! ગરીબના પૈસા પડાવીને તે લોકો પૈસાદાર બને છે!—એવું કરતાં ન આવડયું એટલે જ તો આપણે આવા ને આવા રહ્યા!'

પછી મેનેજરને ઉદ્દેશીને તેમણે કહ્યું : 'જોજો, દાદા, છેવટે તમને રોવડાવીને ન ભાગી જાય!—આવતાં જ પગલાં દેખાયાં છે!'

એવામાં એક મજૂરણ બાઈ અમારા ઓરડામાં આવી પહોંચી. પહાડી છોકરી હતી, બે ય ગાલ સફરજન જેવા લાલ હતા, આંખો ઝીણી હતી. નાક ચપટું હતું, પરન્તુ એ દેશની બીજી છોકરીઓના જેવું જાડું ને ટચૂકડું નહોતું. ચહેરો પ્રમાણમાં આકર્ષક હતો—આંખોની દૃષ્ટિ વન્ય અને રૂક્ષ હતી! અંગેઅંગમાં જાણે જંગલની સજીવતા ભરી હતી! મોં પરથી ઉમર કહેવી અશક્ય હતી—સોળ પણ હોય, અને ચોવીસ હોય તો પણ નવાઈ નહિ!

વેણી હલાવી, અજાણી ભાષામાં એણે મેનેજર બાબુને જે કંઈ કહ્યું તેનો સાર એ હતો કે મજૂરીનો દર ચાર આના છે, પરન્તુ આ બાબુ કોઈ હિસાબે બે આનાથી વધારે આપવાની ના કહે છે—અને ઉપરથી કડવા શબ્દોમાં ગાળો દે છે. તેથી હું તમને આનો ફેંસલો કરી આપવા બોલાવવા આવી છું.'

આવા ફેંસલા મેનેજર બાબુને ઘણીવાર કરવા પડે છે એની અમને બધાને ખબર હતી. તેથી નવા આવનારને જોવા અને સાથે સાથે જરા ગમ્મત ભોગવવા, અમે એમની પાછળ પાછળ ઉપર ગયા.

મેનેજર બાબુને જોઈ છ ફૂટ લાંબો, અને અતિ બલિષ્ઠ એવો એક યુવક ખોલીમાંથી બહાર આવ્યો, ને બોલ્યો : 'જુઓ તો ખરા, મશાય, બે આનાના પૈસા આપ્યા ત્યારે સાળી અહીં ફેંકી દઈને જતી રહી. કહે છે, ચાર આનાથી એક પૈસો ઓછો નહિ લઉં. અને મેં પણ પ્રતિજ્ઞા કરી છે કે બે આનાથી એક અધેલો યે વધારે નહિ આપું.'

મેનેજર બાબુએ કહ્યું : 'પરન્તુ બધા લોકો ચાર આના આપે છે, મજૂરીનો એ દર છે.'

'શું કહો છો, મશાય! આ તો ધોળે દહાડે લૂંટ!'

આમ કહી એ યુવકે એક વખત અમારી સૌની તરફ નજર કરી લીધી. પછી અમને સલાહ આપતો હોય તેમ એ બોલ્યો : 'આવી ધોળા દિવસની લૂંટને તમે લોકો કોઇ ઉત્તેજન આપશો નહિ. અહીંથી દશ ડગલાંનો રસ્તો છે—ત્રણ મિનિટથી વધારે તો થાય નહિ—એટલામાં ચાર આનાનો રેટ? ખબર છે, કલકત્તામાં આટલાના અમે બે જ પૈસા આપીએ છીએ.'

મેનેજર બાબુએ કહ્યું : 'પરન્તુ આ કલકત્તા નથી, વળી—'

સાથે સાથે અમારી અંદરથી એક જણ ચટ કરીને બોલી પડયો : 'વળી,—તમે છોકરી પણ સારી જોઈને શોધી કાઢેલી ખરીને!'

આમ કહી પોતાની જ રસિકતા પર તે પોતે જ એવો હો હો કરીને હસી પડયો કે અમારાથી પણ તેની સાથે હસ્યા વગર રહેવાયું નહિ.

પરન્તુ એ યુવકે અમારી સાથે હસવામાં ભાગ લીધો નહિ. તેણે માત્ર ગંભીર ભાવે કહ્યું : 'આથી વધારે આપવાનું મહેરબાની કરીને તમે કોઇ મને કહેશો નહિ!'

મેનેજર બાબુ કંઈક ચીડ પ્રગટ કરીને બોલ્યા : 'તમને એવું કહેવાની અમને શી પડી છે તે! તમને ફાવે તે કરોને. બાકી આ લોકોની સાથે બગાડવામાં સાર નથી, એ કહેવા હું તો આવ્યો હતો. બાકી આમાં હોટેલનું કંઈ કમીશન હોય છે એવું ન માનશો.'

આમ કહી તેઓ તરત જ ત્યાંથી જતા રહ્યા, અને અમે પણ સૌ પોતપોતાની કોટડીમાં ગયા.

મારી કોટડી ઉપર હતી, તેથી હું ફરી નીચે ગયો નહિ. પરંતુ મારી ખોલીમાં ગયા પછી મેં એ યુવકને એકલો એકલો બોલતો સાંભળ્યો: ‘બગાડવામાં સાર નથી. ઓહ!—હું યે સીમલા કાંસારી પાડાનો છોકરો છું—બીવડાવીને એ પૈસા પડાવી જશે મારી પાસેથી ?’

છોકરી હજીયે ત્યાં ઊભી હતી. તેથી બેઆની ઉપાડી લઈ તેના હાથમાં મૂકી યુવકે કહ્યું: ‘રૂપ જોઈને પૈસા આપે એ છોકરા બીજા, હું નહિ—રૂપ દેખાડવા જવું હોય તો અહીં બીજા ઘણા બાબુઓ છે, એમની પાસે જા. બાકી હું આ તારી મહેનતના કરતાં યે વધારે આપું છું, તને અબળા, સ્ત્રીજાતિ સમજીને. તારી જગાએ કોઈ પુરૂષ હોત તો આ કમલ ચૌધુરી બે પૈસાથી વધારે કદાપિ આપત નહિ. જા, ભાગ યહાંસે !’

છોકરી તેની ઉપર પૈસા પાછા ફેંકી દઈ, અજાણી ભાષામાં ગાળો દેતી દેતી નીચે ઊતરી ગઈ.

મને બહુ બીક લાગી. શી ખબર, પહાડી લોકો બહુ ઝેરીલા હોય છે, વખતે આ ગૃહસ્થને કંઈ કરી બેસે તો !

વળી સાથે સાથે આનંદ પણ થયો, ઘણા દિવસ પછી એક બંગાળી યુવકની આવી હિંમત જોઇને. તે વખતે મનમાં થયું કે સારૂં થયું.

થોડીવાર પછી બીજાં પાંચ છ પહાડી સ્ત્રી પુરુષોને લઈને તે મજૂર છોકરી ફરી તેની ખોલીની સામે આવી ઊભી.

યુવકે અંદરથી જ ગર્જના કરી : 'જાઓ ઉલ્લુક, સુવર કા બચ્ચા ! અભી નીકલો યહાં સે ! દુઆના સે એક કોડી જ્યાદતી નહિ દુંગા—ભાગો અભી, નહિ તો—'

આમ બોલતો હાથમાં એક ચાબૂક લઈને તે ઓરડીમાંથી બહાર નીકળ્યો.

હું મોટા ભાગના બંગાળી યુવકોના જેવો જ ભીરુ, દુર્બળ અને કાયર હતો. તેથી હમણાં જ મારી આંખો આગળ કંઈ ન બનવાનું બની જશે, એમ સમજી, ઓરડીનું બારણું બંધ કરી હું થરથર ધ્રૂજવા લાગ્યો. મને મનમાં બીક લાગી કે વખતે આ લોકો મને કમલ ચૌધુરીનો માણસ માની બેસે તો !

શી ખબર, કમલ ચૌધુરીનું ભીષણ રૌદ્ર સ્વરૂપ જોઈને હો કે પછી ગમે તે કારણે હો, એ લોકો પેલી બેઆની ઉપાડી લઈ, એક અક્ષરે બોલ્યા વગર ગુપચુપ ત્યાંથી જતાં રહ્યાં.

સાંજે ફરી પત્તાં રમતાં રમતાં અમે અમારા આ નવા અતિથિ કમલ ચૌધુરીનું ભવિષ્ય બહુ ખરાબ છે એ વિષે ચર્ચા કરતા હતા. એવામાં, એક બંગાળી છોકરાએ આવીને કહ્યું : 'સર, નોકરી ગોતવા આવ્યો હતો; પણ નોકરી તો ન મળી. ઊલટું, ચાર દિવસથી પેટમાં અન્નનો દાણો યે પડ્યો નથી, અને ઘેર પાછા જવાના ગાડી-ભાડાના પૈસાયે પાસે નથી. જો દયા કરી આપ સૌ કંઈ મદદ કરો તો મારા પર મોટો ઉપકાર થશે.'

ગમત જોવા અમે તેને કમલ બાબુની ખોલી બતાવી દીધી.

બરાબર એ જ વખતે, કમલબાબુ, પૂરેપૂરા સાહેબી પોશાકમાં, સજ્જ થઇ, મોંમાં પાઈપ ઘાલીને, હાથમાં એક લાકડી લઈને સીડી પરથી નીચે ઉતરતા હતા.

છોકરાએ સામે જઈ સલામ કરી એમની આગળ હાથ લાંબો કર્યો. અને ધીરે ધીરે પોતાની ગરીબાઈનું કારણ વર્ણવવા માંડ્યું.

કમલબાબુ એને ધમકાવીને બોલ્યા : 'ચૂપ, લાંબી વાતો સાંભળવાનો મને વખત નથી,—તું બંગાળી છે?'

છોકરાએ બીતાં બીતાં કહ્યું : 'હા.'

આગળ કંઇ પણ બોલ્યા વગર તેમણે એક પાંચ રૂપિયાની નોટ તેના હાથમાં મૂકી દીધી. પછી પાઈપનો ધુમાડો છોડતા છોડતા કોઈની તરફ નજર પણ કર્યા વગર, તેઓ એકદમ બહાર નીકળી ગયા.

આ જોઈને અમે થોડીવાર તો આભા જ બની ગયા. પછી મૂગા મૂગા એકબીજાની સામે જોઈ અમે ફરી રમતમાં મન પરોવ્યું.

પછી રમતાં રમતાં અમારી વાતો ચાલી : કંઇ કંઈ ઠગ લોકો સાહેબી પોશાક પહેરી કલકત્તામાં વાટે ને ઘાટે ભમતા ફરે છે, અને અજબ ગજબ સિફતથી લોકોને ઠગે છે. એ વિષે જૂની, નવી, અને લોકોને મોંએ સાંભળેલી વાતો જેને જેટલી આવડતી હતી તેટલી તેણે બમણા ઉત્સાહથી બીજાઓને કહી.

હું મોઢે એ લોકોની સાથે વાતમાં ભાગ લેતો હોવા છતાં પણ કમલ બાબુના સંબંધમાં, કોણ જાણે કેમ, મારા મનમાં એવી કોઈ ધારણા વસી નહિ.

આવી બધી વાતો સાંભળીને મેનેજર બાબુના મનમાં એવી બીક પેસી ગઈ કે તેમણે તે જ દિવસે રાતે એક બીલ બનાવી કમલ બાબુની પાસે સાત દિવસના રૂપિયાની આગળથી માગણી કરી.

'ગભરાશો નહિ, નાસી નથી જવાનો!' એમ કહી કમલબાબુ મોટેથી હસી પડયા. એ હાસ્ય કેવું જીવંત અને જોરદાર હતું!

પછી એક સો રૂપિયાની નોટ ગજવામાંથી કાઢી, મેનેજર બાબુના હાથમાં આપી એમણે કહ્યું: 'બાકી પિસ્તાલિસ રૂપિયા હમણાં આપી જશો, મારી પાસે છૂટા નથી.'

નોટ હાથમાં લઇ મેનેજરબાબુ જોવા લાગ્યા, એ જોઇ કમલબાબુએ કહ્યું: 'અત્યારે જો એટલા રૂપિયા ન હોય તો નોટ આપની પાસે જ રહેવા દેજો; કાલે સવારે કે જ્યારે સવડ હોય ત્યારે આપજો.'

મેનેજરબાબુ બરાબર જવાબ ન આપી શકવાથી માત્ર આટલું બોલ્યા: 'ભલે.'

મેનેજરબાબુ નીચે ઊતર્યા કે મારા મિત્રોએ તેમને ધીરેથી પૂછી લીધું: 'શું થયું? રૂપિયા મળ્યા?'

મેનેજર બાબુએ એક જણના હાથમાં નોટ મૂકી કહ્યું: 'જુઓ તો, નોટ સાચી છે ને!'

એક જણ ફસ કરીને બોલી ઊઠયો: 'આજકાલ બનાવટી નોટો બહુ નીકળી પડી છે. આ આજના છાપામાં સમાચાર હતા, વાંચ્યું નથી?'

'હેં! ખરી વાત?' કહી મેનેજરબાબુ નોટ લઈ દીવા સામે ધરી તેની પરીક્ષા કરવા લાગ્યા.

એટલામાં ઓચિંતાનો કમલબાબુએ ત્યાં પ્રવેશ કર્યો. નાના છોકરાની પેઠે એ એક સફરજન કરડતા હતા.

પછી અમારા દરેકના હાથમાં એકેક સફરજન આપતાં આપતાં તેમણે કહ્યું: 'કશું મનમાં ન લાવશો—We are all friends. આપ સૌની સાથે જરા પરિચય કરવા આવ્યો છું.'

બોલતાં બોલતાં હો હો કરી પોતે જ હસી પડયા.

હું અને મેનેજર બાબુ બંને તેમની સાથે હસી પડયા. પરંતુ બીજા બધા જરા ગંભીર બની ગયા.

કંઈ ન સમજી શકવાથી કમલ બાબુએ એકવાર એમની ભણી નજર કરી, અને પછી અમારી ભણી નજર કરી, નાટકી ઢબે નમસ્કાર કરી કહ્યું: 'ઠીક, તો આજે હું પાછો ફરું—અસમયે આપના રસમાં ભંગ પડાવ્યો—કાલે ફરી કોક વખત મળવા આવી જઈશ!'

કમલ બાબુના ગયા પછી મારા મિત્રોએ કહ્યું: 'વાહ, ભારે શ્રીમંતાઈની ચાલ ચાલી ગયો આપણી આગળ! આપણે જાણે જીંદગીમાં કદી સફરજન આંખે દીઠું ન હોય એમ, એ આપણા પર દયા કરીને સફરજન ખાવા આપી ગયો. જોયો બેટાનો દંભ?'

આમ કહી તેમણે સફરજન બારીમાંથી બહાર ફેંકી દીધાં. એમણે જ તો એ સફરજન હાથ લાંબો કરીને લીધાં હતાં!

કંઈ પણ બોલ્યા વગર હું મારી ખોલીમાં જતો રહ્યો.

બીજે દિવસે સવારે અમે ડ્રૉઈંગ રૂમમાં બેસી છાપાં વાંચતા હતા, એવામાં હાફકોટ પહેરીને કમલ બાબુ ત્યાં આવી પહોંચ્યા.

પછી વાતચીત પર ઊતરવાના હેતુથી પહેલું જ તેમણે પૂછ્યું: 'કાલે પેલાં સફરજન ખાવામાં કેવાં લાગ્યાં? કેવું મોટું ફળ હતું—અને કેટલું સરસ! કલકત્તામાં હજાર વધારે પૈસા આપો પણ આવી ચીજ જોવા ન મળે. કેમ ખરું ને? Wonderful a pples!'

એ સાંભળી તરત જ એક જણ બિલકુલ અણધારી રીતે બોલી ઊઠયો : ' ખાવામાં કેવાં લાગ્યાં એટલે ? અમે શું બાપજનમારે કદી સફરજન ખાધાં નહિ હોય કે આવું પૂછો છો ? આવું બોલતાં શરમ ન આવી તમને ? આ જુઓ, પણે પડયાં તમારાં સફરજન !'

આમ કહી તેણે સફરજન નાખી દીધાં હતાં તે જગા આંગળી કરીને બતાવી.

તે દિવસથી કમલબાબુ કોઈની સાથે વાત કરતા નહિ—અમારા બધાથી દૂરના દૂર રહેતા.

મને પણ તેઓ બધા ભેગો ગણી લઈ, મારાથી દૂર રહેતા. અને મેં પણ કદી તેમની એ ભૂલભરેલી ધારણા સુધારવાનો પ્રયત્ન કર્યો નથી.

એક જ દિવાલની બે તરફ અમે બંને રહેતા હતા, એકબીજાથી બિલકુલ અપરિચિત. તેમ છતાં, કોણ જાણે કેમ, અજાણે, એમના તરફ મને કોઈ અદમ્ય આકર્ષણનો અનુભવ થવા માંડયો હતો. આવો અદ્દભુત યુવક, પ્રાણવંત યૌવનની આ વેગવતી મૂર્તિ મેં અગાઉ કદી યે જોઈ નહોતી !

રવિવારે દાર્જીલિંગમાં ગુજરી ભરાય છે.

ગુજરીમાં હું નાની મોટી અનેક ચીજોની કિંમત પૂછતો ફરતો હતો.

એટલામાં કમલબાબુનો અવાજ સાંભળી હું ચમકી પડયો. એકદમ પૂંઠ ફેરવી જોઉં છું તો પેલે દિવસ આવેલી તે જ મજૂરણ છોકરીની સાથે તેમને બોલચાલ થતી હતી.

આવી બન્યું! આ વખતે એમને એકલા જોઈ આ પહાડી લોકો પેલા દિવસનું વેર લેવા ખડા થઇ જશે, એમ સમજી હું ત્યાં દોડી ગયો. પણ નવાઈની વાત! જઇને જોઉં છું તો કમલ બાબુ હાથમાં બે સફરજન લઈ ને ઊભા છે અને મોટેથી બોલે છે: 'બધાં આઠ પૈસા, દશ પૈસામાં બે આપે છે, ને તું ૭ આના માગે છે—ઠગાઈ કરે છે!'

તેમના હાથમાંથી સફરજન ખૂંચવી લઇ એ મજૂરણ છોકરીએ કહ્યું: 'મારી મરજી! બજારમાં જ્યાં સસ્તું મળતું હોય ત્યાંથી લઈ લેજો, જાઓ! હું કયાં તમને લેવાનું કહું છું! મારી ચીજ છે, હું ૭ આનામાં એક પાઈ પણ તમારી પાસેથી ઓછી લેવાની નથી.'

આમ કહી બે કમરે બે હાથ મૂકી, જરા ગરદન વંકી કરી તે કમલબાબુના મોં સામે જોઈ રહી. ફણીધર ભુજંગની સાથે જાણે એકદમ ભૂખ્યા વાઘની નજર મળી!

કમલબાબુ આગળ કંઇ પણ બોલ્યા વગર ૭ આનાના પૈસા તેના પગમાં નાખી, સફરજન લઇને ચાલતા થયા.

છોકરી તેમને જતા જોઇ ફૂલી ફૂલી હસવા લાગી. ગર્વનું એ હાસ્ય હતું.

હું નવાઈ પામી ગયો! એ જ છોકરીએ થોડીવાર પહેલાં એ બે સફરજનના મારી પાસે ત્રણ આના માગ્યા હતા!

**આ** બનાવને થોડા દિવસ પછી, એક દિવસ હું ઘુમથી જે રસ્તો સીધો દાર્જલિંગ તરફ જાય છે તે રસ્તે થઇને એકલો દાર્જલિંગ

તરફ પાછો ફરતો હતો. હજી સાંજ પડી નહોતી, પણ દૂરથી આકાશ ધૂસર બનતું દેખાવા માંડયું હતું. એવામાં એક અતિ નિર્જન સ્થાને મેં કેટલાંક પહાડી સ્ત્રી-પુરુષોનું ટોળું ઊભેલું જોયું. એમના ભેગા કમલબાબુને ઊભેલા જોઇ હું જરા નવાઈ પામી ગયો!

હું કંપનીના કામે ગયો હતો, અને ઘુમથી પાછા આવવા માટે તે વખતે કોઈ ગાડી નહોતી, એટલે આ રસ્તે ચાલતો આવતો હતો. તેથી ટોળું જોઇ, શું છે તે જોવાનું મને મન થયું. ભીડમાં માથું નાખી જોયું તો પેલી મજૂરણ છોકરી નાચતી હતી! તેનું આખું યે શરીર ઉઘાડું હતું કહીએ તો ચાલે. નૃત્યની ભંગી પણ એવી ઉદ્દામ અને ઉચ્છૃંખલ હતી કે કાલવૈશાખીની પદ્માના જેવી ચિત્તને ચળાવનારી કહી શકાય! નૃત્યના તાલે તાલે ડુગડુગી વાગતી હતી, અને કેટલીક સ્ત્રીઓ તેની સાથે ગાતી હતી. પહાડી પુરુષો એ છોકરીના દેહસૌન્દર્યનું જાણે ક્ષુધાર્ત નજરે પાન કરી રહ્યા હતા. કોઈનામાં જાણે બીજું ભાન નહોતું.

નાચ ચાલતો હતો.

નૃત્યની એક એક વિશિષ્ટ ભંગી જોઈને, પુરુષો મોઢામાંથી ખરાબ અવાજ કાઢતા હતા; અને કોઈ સિગરેટ, તો કોઈ પાન, તો કોઈ રંગીન મણકાની માળા એના ગપ આગળ ફેંકતા હતા. નાચતાં નાચતાં એ છોકરી એમનો ઉપકાર માની એ ચીજો હાથમાં ઊપાડી લેતી હતી.

કમલબાબુ થોડીવાર ચૂપ રહ્યા, પછી તેમણે ચટ દઈને એક આની કાઢી તેના પગમાં ફેંકી દીધી.

એ જોતાં જ જાણે એના નૃત્યમાં તાલભંગ થયો. ચકિત થઈ તેણે ઘડીક કમલબાબુની સામે નજર કરી, આની ઉપાડી, અને પછી એ આનીને ઘા કરી જંગલમાં ફેંકી દીધી!

કમલબાબુના મોં સામે જોઈને બધા હો હો કરી હસી પડયા. અપમાનથી તેમનું મોં લાલચોળ થઇ ગયું. વકરેલા સિંહની પેઠે ઠેકડો મારી તેઓ સીધા તે છોકરીની સામે જઈને ઊભા અને તેને પૂછ્યું: 'કેમ મારા પૈસા ફેંકી દીધા ?'

પહાડી છોકરીએ તેમને મોંતોડ જવાબ દીધો: 'મારા આ નાચની કિંમત ચાર પૈસા કરો છો ?'

કમલબાબુએ કહ્યું: 'પરંતુ એક પાન કે સિગરેટ કરતાં તો વધારે છે ને ?'

મોંમાંથી એક કુત્સિત અવાજ કાઢી છોકરીએ કહ્યું: 'એ લોકો મારા જાર છે,—એમની કાણી કોડી યે મારે મન અમૂલ્ય છે.'

આમ કહી તુચ્છકારપૂર્વક હસીને, ડુગડુગી બજાવનારીના માથા પર એક થપાટ મારી તેણે ફરી નાચવા માંડયું.

કમલબાબુએ તે વખતે, આટલાં માણસોના દેખતાં અપમાનિત થવાની શરમમાંથી બચી જવા વાસ્તે કે શી ખબર શા વાસ્તે, એક રૂપિયો કાઢી તે છોકરીના પગમાં નાખ્યો; પછી ક્રોધ અને અપમાનથી ધૂંધવાતા તેમણે પૂંઠ ફેરવી.

છોકરીએ ફરી એકવાર તેમની સામું જોઈ જરા હસી લીધું !

છોકરી કેવી ચાલાકીથી, પેલા અપમાનનો બદલો લઈ રહી છે, એનો વિચાર કરતાં કરતાં હું પણ ત્યાંથી પાછો ફર્યો.

કમલબાબુએ મને જોયો નહિ.

આવી રીતે મારા ત્યાંના એકધારા જીવનમાં જાણે એક નાટકનો અભિનય શરૂ થયો. કમલબાબુ એ નાટકના નાયક હતા, અને પેલી મજૂરણ છોકરી નાયિકા હતી.

એક દિવસ એનો પાંચમો અંક પૂરો થઇ કેવી રીતે નાટકનો પડદો પડયો તે હવે કહું.

હોટેલના બીજા માણસોને કે મારા મિત્રોને કોઈને યે કમલબાબુ વિષે કશું કૂતુહલ નહોતું, અને હું પણ તેમને વાત કરતો નહિ.

પરંતુ કહેવાની જરૂર નથી કે મેનેજર બાબુ કમલબાબુ ઉપર ખૂબ જ ખુશ હતા. કારણકે વખતોવખત તેમની પાસેથી પ્રાપ્ય કરતાં યે કંઇક વધારે તેમને મળતું હતું.

આ બનાવને થોડા દિવસ પછી એક દિવસ હું ફરવા ગયો ત્યારે ત્યાં મેં કમલબાબુને એક ઘોડાવાળાની સાથે રકઝક કરતા જોયા.

ઘોડાવાળો ઘોડાનો કલાકે રૂપિયો માગતો હતો, અને કમલબાબુ બાર આના કહેતા હતા.

એટલામાં પેલી મજૂરણ છોકરી, સિગરેટ ફૂંકતી, કોણ જાણે ક્યાંથી, વંટોળીઆની પેઠે ત્યાં આવી પહોચી. પોતાની અડધી પીધેલી સિગારેટ ઘોડાવાળાના હાથમાં પકડાવી દઈ, એણે ઘોડાની લગામ એના હાથમાંથી ખૂંચવી લીધી. પછી કમલની સામે જોઇ હસતાં હસતાં એણે ઘોડો મારી મૂકયો. કમલનું અપમાન કરવામાં જ જાણે તેને આનંદ આવતો હતો.

કમલ બાબુએ પછી ગુસ્સાથી રાતાપીળા થઈ ઘોડાવાળાને કહ્યું: 'દોઢ રૂપિયો, બે રૂપિયા જે લેવા હોય તે લે, પણ આ ઘોડો મને આણી આપ.'

ઘોડાવાળાએ હસીને કહ્યું: 'પાંચ રૂપિયા આપો તોપણ હવે એ ઘોડો નહિ આપી શકું.'

પછી બીજે ઘોડો લઇ કમલબાબુ એ છોકરીની પાછળ પાછળ તીરની પેઠે છૂટયા.

તે દિવસે સાંજે હોટેલની સામે એક રિક્ષાગાડી આવીને ઊભી રહી. જોઉં છું તો કમલબાબુને ટેકો દેતી એ પહાડી છોકરી ઉપર લઈ આવી, ને એમને પથારીમાં સુવાડી દીધા. કમલબાબુના હાથે, પગે ને માથે ઘણી જગાએ પાટા બાંધેલા હતા.

હું એકદમ એમની ઓરડીમાં દોડી ગયો. મેં પૂછ્યું: 'આ શું થયું, દાદા! ઘોડા પરથી પડી ગયા કે શું?'

તેમણે કહ્યું: 'હું નથી પડયો, ઘોડો પડી ગયો 'તો!'

મેં કહ્યું: 'પહાડી લોકોની સાથે તે બંગાળીઓ ટક્કર લઈ શકે! પછી સામી છોકરી હોય કે મોટો મરદ હોય? એ લોકોની એક છોકરી એક ધક્કો મારે તો આપણા ચાર પુરુષો ધૂળ ચાટતા થઇ જાય!'

કમલ બાબુએ ગર્વથી કહ્યું: 'પૂછો આ છોકરીને, એક બંગાળીના છોકરાએ એના ઘોડાને રેસમાં હરાવ્યો હતો કે નહિ!—પરંતુ ઘોડાનો પગ મચડાઇ પડયો તેમાં મારો શો દોષ?'

'ના, ના, તમારો કંઈ દોષ નથી—જીત તમારી જ થઇ છે. હવે ઝટપટ બે કોળીઆ પેટમાં નાખી ઊંઘી જાઓ તો! એક ઊંઘ કાઢશો તો ખૂબ આરામ થઈ જશે.'

મેનેજર બાબુ એટલામાં દોડાદોડ કરી, કમલ બાબુને માટે ચા, ગરમ દૂધ અને પુરી લઈ આવ્યા હતા.

કમલ બાબુએ ખાતાં ખાતાં કહ્યું: ' મેનેજર બાબુ, મને કોઈ એક માણસ રાખી આપો—દાક્તરે કહ્યું છે કે દિવસમાં ઓછામાં ઓછું આઠનવ વખત શેક કરવો પડશે.'

' જી, હમણાં જ કોઈને લઈ આવું.'

આમ કહી મેનેજર બાબુ તરત જ માણસની શોધમાં નીકળી ગયા.

છોકરી તે વખતે, પથારી, ઓશીકું, ગલેફ વગેરે સાફ કરી, કમલબાબુનાં કપડાં બદલાવી, એમના જોડા સાફ કરવા બેસી ગઈ હતી.

કમલ બાબુએ છોકરીને કહ્યું : " અરે, તું શું કરવા એ બધું કરે છે? હમણાં મારો માણસ આવશે.'

છોકરીએ કહ્યું : ' નહિ, કોઈને બોલાવવાનો નથી, બધું કામ હું કરી દઈશ. જે પૈસા એને આપો તે મને આપજો. મજ ગરીબ પર ઉપકાર થશે. '

કમલબાબુ હો હો કરી હસી પડી બોલ્યા : ' પૈસાની ખાતર આ લોકો શું ન કરે? ખરું ને, મિ. ઘોષ? '

મેં કહ્યું : 'ખરું કહો છો, એક વખત પૈસાનો સ્વાદ ચાખ્યો કે બસ; પછી છોડે જ નહિ. '

ગમે તે હો, છેવટે એ છોકરીને જ રાખી લેવામાં આવી, અને છેવટ સુધી તે જ રહી.

છોકરીની ખરા દિલની સેવાથી પંદર દિવસમાં કમલ બાબુ સારી પેઠે સાજા થઈ ગયા. માત્ર ગાડીના વખતે તે મજુરીએ જતી.

બાઈનો બધો વખત કમલ બાબુની તહેનાતમાં રહેતી. અભણ પહાડી છોકરી આવી સેવા બજાવી શકે એવું મેં કદી સ્વપ્નમાં યે ધાર્યું નહોતું.

આવી રીતે બીજા પણ થોડા દિવસ પસાર થઈ ગયા પછી, કમલ બાબુએ ઘેર જવાની તૈયારીઓ કરી.

સરસામાન બાંધવાની ધમાલ મચી ગઈ.

મેં પણ કમલ બાબુની સાથે કલકત્તા પાછા ફરવાનું નક્કી કર્યું.

કમલ બાબુએ સ્ટેશનેથી મજૂર બોલાવી લાવવાનું છોકરીને કહ્યું.

તેણે કહ્યું : 'શું કરવા ? હું જ બધો સામાન લઈજઈશ—વાહ રે ! આ પૈસા હું શું કરવા જવા દઉં ?'

છોકરીને પૈસાનો લોભ બહુ છે એમ સમજી મેં ગુપચુપ મારો સામાન બધો, હોટેલના નોકરની સાથે સ્ટેશને મોકલી દીધો હતો.

વખત થતાં, કમલ બાબુનો સરસામાન લઈને છોકરી સ્ટેશને આવી; ગાડીમાં બધો સામાન ચડાવી બિસ્તરો પાથરી સુવાડી, તેમને એકે એક તમામ દાગીના ક્યાં મૂક્યા છે તે દેખાડી દઈ તે ગાડીમાંથી નીચે ઊતરી ગઈ.

હજી ગાડીને ઉપડવાની વાર હતી.

કમલ બાબુની સામેની પાટલી પર મેં મારો બિસ્તરો પાથરી દીધો હતો ગાડી ઉપડવાને હજી દશ મિનિટ બાકી છે એ જોઈ, પાનવાળાને બોલાવી મેં એક સિગરેટનું પાકીટ ખરીદું; એક સિગરેટ કમલબાબુને આપી બીજી મેં ચેતાવી.

કમલબાબુ સિગરેટની એક ફૂંક મારી બોલ્યા : 'એ સાલી પાછી ગઈ ક્યાં, હજી પૈસા લેવા આવી નહિને !'

૮

મેં કહ્યું : ' કંઈ ચિંતા કરવાની જરૂર નથી, વખત થતાં આવી પહોંચશે.—એટલામાં એક બે મજૂરી કમાઈ લેશે. '

તેમણે હસતાં હસતાં કહ્યું : ' પાછો ઝગડો કરવાનો યે થોડો વખત તો હાથમાં રાખવો જોઈશે ને? ભાવની રકઝક કર્યા વગર એ નથી રહેવાની. '

આમ કહી કમલબાબુએ બારીમાંથી મોં કાઢી જોવા માંડયું કે પ્લેટફોર્મ પર કોઈ દેખાય છે કે નહિ.

પછી ફરીને મારી સામે જોઈ બોલ્યા : ' પ્લેટફોર્મ પર તો એનો પત્તો નથી. વખતે કોઈ ડબ્બામાં પૈસાની બાબતમાં કોઈની સાથે જમાવી બેઠી હશે. ઓ! આ લોકો પૈસા કમાઈ જાણે છે, એટલું તો કહેવું પડશે. તમને કેમ લાગે છે? '

મેં કહ્યું : ' આ થોડા દિવસ કામ કરવાના કેટલા રૂપિયા લીધા એણે? '

' લીધા પૂછો છો, મશાય? દશ રૂપિયા હું આપવા ગયો ત્યારે કહે કે હમણાં રહેવા દો, બધા ભેગા ગાડીમાં બેસાડયા પછી લઈશ. કંઈ વધારે પડાવવાની સાલીની મતલબ હોય એવું ચોખ્ખું દેખાય છે!'

મેં કહ્યું : ' ખૂબ પક્કી છોકરી છે! તમારી પાસેથી પૈસા પડાવવા માટે બેઠી ટાંપીને બેસતી! '

કમલબાબુ મોટેથી હસી પડયા. બોલ્યા : ' એ પણ તમારી ધ્યાન બહાર નથી ગયું! '

એવામાં પાંચ મિનિટનો ઘંટ વાગ્યો.

કમલબાબુ ગભરાઈને ફરી એકવાર પ્લેટફોર્મ તરફ જોઈ બોલ્યા: ' નહિ આવે તો શું થશે, મશાય? '

મેં કહ્યું : ' કંઈ ચિંતા ન કરશો, હજી પાંચ મિનિટ બાકી છે. એ જાત પૈસા લીધા વગર છોડે એમ તમે માનો છો? એક પૈસા માટે અહીંથી શીલીગુડી જવું પડે તો જાય. એક પૈસો તો એમની છાતીના એક લોહીના બુંદ જેવો છે!

મારા શબ્દોથી કમલબાબુને કંઇક આધાર મળ્યો. પછી સિગરેટ તાણતાં તાણતાં તેમણે કહ્યું: ' એમ? એવું કરે છે આ લોકો?'

બોલતાં બોલતાં વળી તેઓ હો હો કરીને હસી પડયા.

' નથી કરતા? આ ગઇ સાલની જ વાત છે. મારા ડબામાં એક માણસ બેઠો હતો; શીલીગુડી જઇને એને પકડી એની પાસેથી પૈસા વસુલ કર્યા. ગાડી ઊપડી ગઇ હતી, અને બેટીને ખબર ન રહી કે કયા ડબામાં સામાન ચડાવ્યો છે—એ માણસ પણ આબાદ છુપાઇને ચુપચાપ બેસી ગયો હતો.......'

હું આટલું કહું છું ત્યાં ગાડી ઊપડી.

કમલબાબુએ એકદમ ગરદન લંબાવી પ્લેટફોર્મ પર ચારે તરફ નજર દોડાવી, પણ કયાંયે એ છોકરી દેખાઈ નહિ.

પછી વળી ફરીને તેમણે મને પૂછ્યું: ' ધારો કે એ ન આવી, તો મારે એને આ રૂપિયા મોકલવા કઈ રીતે? હોટેલના મેનેજર બાબુની ઉપર મનીઓર્ડર કરું તો તેઓ એને નહિ પહોંચાડે.?'

મેં કહ્યું : ' હોટેલના મેનેજરોને તમે હજી ઓળખ્યા લાગતા નથી! અહીંના મજૂરોની સાથે એમને કંઇ સંબંધ નથી!......પણ ગભરાશો નહિ, 'ઘુમ' સ્ટેશને પહોંચતાંજ કદાચ એનો ભેટો થઈ જશે!'

કમલબાબુ મુખે તો બોલ્યા : ' ના, એમાં ગભરાવાનું શું?' પરંતુ મનમાં મનમાં તેઓ ખરેખર વ્યાકુળ બની ગયા હતા.

ગાડી હમેશ મુજબ વેગથી દોડવા લાગી. કમલબાબુ સિગરેટનો ધુમાડો કાઢવા લાગ્યા.

ઓચિંતાની બહાર મારી નજર પડી, મેં કહ્યું : ‘ જુઓ તો કમલબાબુ, પેલી ઊભી છે તે એ છોકરી કે બીજી કોઇ ? ’

‘ ક્યાં—ક્યાં ? ’ કહી તરત તેમણે બારીમાંથી મોં કાઢ્યું.

છોકરી એક ઊંચા પથરા ઉપર ઊભી હતી, અને કોઇને શોધતી હોય તેમ ગાડીની સામે જોઈ રહી હતી. કમલબાબુને જોતાં જ છાતીમાંથી એક રૂમાલ કાઢી તેણે વિદાયની ઢબે હલાવવા માંડયો.

કમલબાબુએ તરત જ ગજવામાંથી એક નોટ બહાર કાઢી તેને બતાવી.

તેણે હાથ હલાવી જણાવ્યું : ‘ નથી જોઇતી. ’

તેના મોં પર કંઇક મ્લાન હાસ્ય દેખાયું તેવું જ ઊડી ગયું.

નજર પહોંચી ત્યાંસુધી કમલબાબુ એ છોકરીની સામું જોતા બેસી રહ્યા. પછી એકદમ શું ઊંડા વિચારમાં પડી ગયા તેની એક તેમનેજ ખબર ! આખે રસ્તે પછી તેઓ મારી સાથે એક અક્ષરે બોલ્યા નથી.

એક નાનકડા કમરામાં માત્ર અમે બે જ જણા હતા. પરંતુ બંનેની વચમાં જાણે મોટો દુસ્તર સાગર આવી પડયો હતો—નીરવ અને નિસ્તબ્ધ !

ભયંકર ચીસો પાડતી ગાડી વાંકી ચૂકી દોડવા લાગી.

એક માત્ર તેનો જ વિકટ અવાજ આવીને વચમાં વચમાં અમારી આ નિસ્તબ્ધતાનો ભંગ કરી જતો હતો.

હું શાલ ઓઢી ધીરે ધીરે લેટી પડયો.

: ૮ :

છેલ્લી વખત દાર્જીલિંગથી પાછો ફરી હું સીધો દેશમાં આવતો રહ્યો. આગળથી અરજી કરી મેં એક મહિનાની રજા લીધી હતી. બે વરસની લગાતાર નોકરી કર્યા પછી મેં પહેલીજ વાર રજા લીધી હતી. બે વરસે હું ઘેર આવ્યો.

પરંતુ આ વખતે આવીને જોઉં છું તો સૌ મને ખૂબ માન આપે છે! ઘરમાં તો ખરું, પણ બહાર પણ. બધા જાણે હવે મને નવો માણસ સમજીને નવી આંખે જુએ છે. બે વરસ પહેલાં જેને કોઇ માણસની ગણતરીમાં ગણતું નહોતું, એને હવે બધા એકદમ દેવતાતુલ્ય ગણવા લાગી ગયા હતા.

કોઇએ કહ્યું: 'બાબા, તું દેશનું નામ રાખવાનો!'

કોઇએ કહ્યું: 'આપણા ગામમાં આની જોડ નથી. પોતાના જ જોરે આટલો ધંધો કોણ જમાવી શકે? વાહ છોકરા!'

ઘરમાં પણ કાકા કાકી રોજ રોજ અડધાં થઈ જતાં હતાં એ

જોઇ હું મનમાં મનમાં હસ્યો, 'હાય રે પૈસા!'

બંગાળીઓનાં ઘરોમાં વસેલી બેકારીની વાત યાદ આવતાં મને બહુ દુઃખ થયું! પરંતુ શું કરું? એને માટે કોને જવાબદાર ગણુવા? યુવકોને કે તેમના વાલીઓને—હું વિચારમાં પડી ગયો.

સાથે સાથે એક બીજો વિચાર આવતાં મારું મન ખાટું થઈ ગયું. આ સંસારમાં શું પૈસો જ સર્વ કાંઇ છે? માણસની સાથેનો માણસનો સ્નેહપ્રેમનો સંબંધ કંઇ જ વિસાતનો નથી? પુરુષ શું કેવળ પૈસા કમાવાનું યંત્ર છે? સંસારમાં પુરુષનો પરિચય શું આટલો જ છે? આવા વિચારો આવતાં આ માનસન્માનને ખુશામત સમજી મને એ તરફ અણુગમો થવા માંડયો. જીવનમાં હું કોઇ ચીજની જો સૌથી વધારે ઘૃણા કરતો હોઉં તો લોકોને દેખાડવાની આ આત્મીયતાની, દિલ વગરના આ સંબંધની!

જવા દો, એ મારી અંગત બાબત છે. એનાથી દુનિયાને કંઇ લાભ કે નુકશાન નથી. અને મેં પણુ નિયમિત કાકાને રૂપિયા મોકલ્યા કર્યા છે તે કોઇ બદલાની આશાથી નહિ, પણુ માત્ર કર્તવ્ય સમજીને. એટલે એ વાત હવે જવા દઉં. મૂળ વાત કરું.

હું એક મહિનો રજા લઇને દેશમાં તો આવ્યો, પરંતુ સાત દિવસમાં તો ભયંકર તાવમાં પટકાયો. પછી એ તાવ વધારે ને વધારે ચડતો ગયો, ને છેવટે ટાઇફોઇડ રૂપે પરિણુમ્યો. ત્રણુ મહિના લગી મૃત્યુની સામે બાથડયા પછી, ગમે તે રીતે જીવ તો જાણે તે વખતે બચી ગયો. પણુ સાજા થતાં બીજા ત્રણુ મહિના થયા.

પછી જ્યારે મેં નોકરી પર ફરી હાજર થવાની અરજી કરી, ત્યારે કંપનીએ મને જણાવ્યું કે હમણાં ધંધાપાણી નબળાં છે, એટલે હાલ તમારી નોકરીની જરૂર નથી. ભવિષ્યમાં જરૂર પડશે તો અમે તમને નહિ ભૂલીએ!

મારા માથા પર એકદમ આકાશ તૂટી પડયું.

આ બે વરસ નોકરી કરી જે કંઈ થોડા ઘણા રૂપિયા બચાવ્યા હતા તે મારી માંદગીમાં ખલાસ થઈ ગયા હતા. હું હવે બિલકુલ નિર્ધન હતો. બંગાળીના છોકરાનું જીવન માત્ર નોકરી ઉપર—પારકાની દયા ઉપર આધાર રાખે છે, એટલે ઓચિંતાની એ નોકરી જો છૂટી જાય તો આખી દુનિયા એક પલકમાં એને માટે અંધારા કુવા જેવી બની જાય છે—ક્યાંયે કોઇ પ્રકાશ, કે કોઇ આનંદ તેને માટે બાકી રહેતો નથી.

વળી મારી બેકાર જીંદગી શરૂ થઈ. ઘરમાં બેઠો બેઠો અરજીઓ લખ્યા કરું, ને તેના જવાબથી રાહ જોયા કરૂં.

આવી રીતે બે વરસ વીતી ગયાં, પણ ક્યાંયે કોઇ નોકરી મળવા પામી નહિ. ઘરમાં ભરાઇ રહેવું ગમતું નહોતું, અને બહાર નીકળવાના પૈસા નહોતા. શું કરવું તેનો કંઈજ રસ્તો જડતો નહોતો.

બહાર દુનિયા મને બોલાવી રહી હતી! જે જે દેશોમાં હું ફરી આવ્યો હતો તે જાણે મારા કાનમાં કહી રહ્યા હતા કે ઘર છોડીને આવતો રહે! એ નદીપર્વતો, એ વનઉપવનો, જાણે કોઈ અદમ્ય શક્તિથી મને રાત ને દિવસ ખેંચ્યા કરતાં હતાં. મારી નસેનસમાં હું તેના આકર્ષણનો અનુભવ કરતો હતો.

હું બહુ દૂર નહોતો ગયો. બંગાળ અને બિહારમાં જ ઘણું તો ફર્યો હતો, માત્ર એક વખત કાશી ગયો હતો એ માફ! તેમ છતાં મનમાં આશા હતી કે કોક દિવસ આખો હિંદુસ્તાન નજરે જોઇ આવીશ. એટલે જે નસીબની સોગડીએ મારી એ બધી આશા પર પાણી ફેરવી દીધું તેને હું મનમાં મનમાં શાપ દેવા લાગ્યો.

જો એક વખત ઘર છોડીને બહાર ગયો છે તેને જ એ બહારના આકર્ષણની ખબર પડે! કેવું એ ખેંચાણ હોય છે! કેવી એ વેદના!

બીજાને હું તે કેવી રીતે સમજાવી શકું? અને બીજું કોઈ તે સમજી પણ શકે કેવી રીતે!

એવામાં એક નહિ ધારેલો બનાવ બન્યો. મારા એક મિત્રે આવીને કહ્યું: 'આવવું છે વૃંદાવન? મારી મા ત્યાં હવા ફેર કરવા જાય છે—પણ બે મહિના રહેવું પડશે. હા, બધું ખરચ મા આપશે!'

એક તો વૃંદાવન, તેમાં યે બે મહિના રહેવાનું, અને ગાંઠનો પૈસોયે ખરચવાનો નહિ!

હું ખુશ થઇ ગયો.

'આવવું છે શું? આવીશ જ.' કહી હું મિત્રને ભેટી પડયો.

વૃંદાવન વિષે બાળપણથી જ મારા મનમાં મેં એક સ્વપ્ન ઘડી રાખ્યું હતું. શી ખબર કેમ, એ નામ સાંભળતાં જ મારું અંતર કોઇ અનિવર્ચનીય આનંદથી ભરાઇ જતું. મીરાંનું ભજન અથવા તો રાધા-કૃષ્ણનું લીલાકીર્તન સાંભળતાં સાંભળતાં આંખો આગળ જે ચિત્ર ફૂટી નીકળે છે, હૃદયની અંદર જે ઇંદ્રિયાતીત રસલોકનો ઉદય થાય છે તેવું, વૃંદાવનનું નામ સાંભળતાં મને થતું!

તેથી ગમે તેમ કરીને યે એક વખત તો વૃંદાવન જવું જ એવી મેં મનમાં પ્રતિજ્ઞા કરી હતી. વૃંદાવન જોયા પછી પૃથ્વી પર બીજો કોઇ દેશ કદી જોવા ન પામું, અને કયાંયે કદી જવાનું ન બને તો પણ એનું મને દુઃખ નહિ થાય!

ગરીબનું સંતાન હતો અને ગામડાગામમાં રહેતો હતો, એટલે

હું એક પૈસાની પણ કિંમત બરાબર સમજતો હતો. તેથી બંગાળ દેશમાંથી નવસો માઈલ દૂરના કોઈ સ્થળે જવાનું મળે એને મેં કલ્પનાતીત સૌભાગ્ય માન્યું હતું.

વૃંદાવનનું નામ સાંભળવાની સાથે સાથે બીજી એક વાત મને યાદ આવી. એ સંન્યાસિનીની વાત. તે કુલત્યાગિની અને ચરિત્રહીન છે એવું જાણ્યા છતાંયે, એકાએક તેને મળવા વાસ્તે મારું મન અધીરું બની ગયું. શાથી તે કોણ જાણે ! જેનો હું ઉકરડાની પેઠે તિરસ્કાર કરતો હતો, એ યાદ આવતાં મને મનમાં આવું કેમ થાય છે એ તો સૌની દૃષ્ટિના પડદા પાછળ બેસી આવી બધી અસંભવિત ઘટનાઓને સંભવિત બનાવનાર અંતર્યામી જ કહી શકે.

હશે—વળી ફરીને હું ઘર છોડીને બહાર જઈ શકીશ એ વિચારે તે દિવસ રાતે મને બિલકુલ ઊંઘ આવી નહિ.

બીજે જ દિવસે હું મારા મિત્ર અને તેની માની સાથે ઊપડયો. એ લોકો અનુભવી જાત્રાળુઓ હતા—કેટલી યે વાર કેટલાંયે સ્થળોની જાત્રા કરી આવ્યાં હતાં. એમને હવે નૂતનત્વનો મોહ નહોતો. તીર્થયાત્રામાં તેમનો હેતુ આનંદ મેળવવા કરતાં પુણ્ય મેળવવાનો વધારે હતો. એટલે ગાડીમાં ચડતાં જ પથારી પાથરી તેઓ સૂઈ ગયાં. મેં પણ બિસ્તર્ગો પાથર્યો,, પણ મને ઊંઘ આવી નહિ. ઘણા દિવસ નિષ્ક્રિય બેસી રહ્યા પછી આજે જાણે ફરી નવજીવન પામ્યો હોઉં એવું લાગતું હતું. તેથી વિસ્મયથી ફાટેલી આંખે હું કાચની બારીમાંથી બહાર જોતો બેસી રહ્યો.

ગાડી ગાંડાની માફક દોડયે જતી હતી. આટલા દિવસ જે દૂરદૂરના દેશો વિષે માત્ર વાતો જ સાંભળી હતી, અને જે નામો નકશામાં જોઈને નિસાસા નાખ્યા હતા, તે બધાં સ્થળોને આજે નજરોનજર જોવાની શકયતાએ મારું આખું શરીર રોમાંચ અનુભવતું હતું!

એક પછી એક ગામ વટાવતી ટ્રેન ચાલી જતી હતી! જમીનનો દેખાવ બદલાતો જતો હતો, માણસોનો પહેરવેશ પણ બદલાતો હતો, તેમના આચારવિચાર, રીતભાત બધું બદલાયેલું જોવા મળતું હતું. આનંદ અને વિસ્મયથી હું આભો બની ગયો હતો, તેથી આંખે ઊંઘ આવી નહિ.

રાત પૂરી થઈ. સવાર થઈ. સવાર પૂરી થઇ બપોર થયા. અને સાંજ પડવા વખતે અમે મથુરાના સ્ટેશને ઊતર્યાં.

મથુરાથી વૃંદાવન લગભગ સાતેક માઇલ છે.

આટલો રસ્તો ટ્રેનમાં, મોટરબસમાં, ટાંગામાં કે એક્કામાં કાપવો પડે છે. ટ્રેન કરતાં ઘોડાગાડીમાં જવાનું અમને વધારે સારૂં લાગ્યું. સરસ પાકી સડક હતી. બે તરફ ખુલ્લાં ખેતરો અને વન હતાં, વિવિધ પ્રકારનાં વન્ય ફૂલોની ગંધથી તે સ્નિગ્ધ અને સુગંધીદાર બની ગયાં હતાં.

રસ્તે જતાં સાંજ પડી. ધીરે ધીરે બધી પ્રકૃતિ જાણે અંધકારના સામ્રાજ્યમાં વિલીન થઈ જતી હતી. રસ્તામાં દીવા નહોતા. કોઇ મુસાફર પણ નજરે પડતો નહોતો. અમારી નજર પહોંચે ત્યાં સુધી અમને દિગદિગંત સુધી વિસ્તરેલી કેવળ માત્ર અખંડ નીરવતા જ દેખાતી હતી. માથા ઉપર આકાશ હતું, આકાશમાં લાખ લાખ તારાઓ ઝબૂકતા હતા. તેના ઝાંખા અજવાળામાં જાણે અમે કોઈ સ્વપ્નપુરીની અંદરથી ચાલી રહ્યા હોઇએ એવું લાગતું હતું.

અમારો ટાંગો દોડતો જતો હતો—ખટખટ કરતો ઘોડાની ખરીનો અવાજ વનવનાન્તરમાં ભળી જતો હતો. વચમાં વચમાં દૂર દૂરથી હોલાનો અવાજ કે મોરનો કેકારવ સંભળાતો હતો.

હું મૂગોમૂગો આ અદ્‌ભુત નીરવતાનો અનુભવ કરી રહ્યો હતો, એવામાં નાટકીય ભાવે મારા મિત્રે કહ્યું: 'ખબર છે, આ બધાં વનોમાં એક દિવસ સાક્ષાત શ્રી કૃષ્ણ ભગવાન બંસી બજાવતા ફરતા હતા.'

આ શબ્દો સાંભળતાં મેં શરીરનાં રોમેરોમમાં અદ્‌ભુત રોમાંચ અનુભવ્યો. એ બંસીનાદ સાંભળવાની આશાએ, બાળકની પેઠે હું પવનમાં કાન માંડી રહ્યો. મને થયું કે સાચેસાચ શું હું અત્યારે એ હજારો વરસોને વીંધીને, અનેક યુગોને પાર કરીને, એ અતિ આકાંક્ષિત વૃંદાવનમાં, એ રાધાકૃષ્ણની લીલાભૂમિ મર્ત્યલોકના સ્વર્ગધામમાં આવી પહોંચ્યો છું?

રાતના નવેક વાગ્યાના શુમારે અમે વૃંદાવનમાં આવી પહોંચ્યાં.

આગળથી અમારો મુકામ નક્કી થયેલો હતો. અમે ત્યાં મુકામ કર્યો. આખી રાત એ ઉત્તેજનાને લીધે ઊંઘ ન આવી, એટલું જ નહિ, પણ બીજે દિવસે વહેલી સવારે અમારી ઊંઘ ઊડી ગઈ. મંદિરે મંદિરે તે વખતે આરતીના શંખનાદ થતા હતા, અને ઢોલ નોબતો વાગતી હતી.

યમુના જોવા માટે મારૂં મન પણ આકુળવ્યાકુળ થઈ ગયું હતું. મેં મિત્રને કહ્યું: 'ચાલો, જમુનામાં સ્નાન કરી આવીએ.'

તેણે કહ્યું: 'આટલા વહેલા?'

મેં કહ્યું: 'પહેલાં સ્નાન કરી આવીએ, પછી બધાં મંદિરોમાં દર્શન કરવા જઈશું.'

છેવટે મારી દરખાસ્ત મંજૂર થઈ. ટુવાલ ધોતિયું લઈ અમે બંને જમુના તરફ ચાલ્યા. ઈંટોનો બાંધેલો રસ્તો જમુનાની ધારે ધારે ચાલ્યો જતો હતો. હજાર હજાર વરસો પહેલાં, એ જ રસ્તે ગોપીઓ જળ ભરવા જતી. તેમના પગનાં નુપૂરનો ઝણકાર જાણે હજી પણ એ રસ્તાની ધૂળમાં અનુભવાતો હતો.

જમુના જોઈને અજાણે મારાથી એક નિઃશ્વાસ નખાઈ ગયો. રેતીના ભાઠામાં થોડુંક ચાલ્યા પછી પાણી આવ્યું—કાકચક્ષુ જેવું સ્વચ્છ અને આસમાની! પણ પ્રવાહ બહુ સાંકડો હતો, પટ ઘણો ખરો રેતીનો જ બનેલો હતો; વચમાં થોડુંક પાણી હતું. પરંતુ એટલા પાણીમાં સ્નાન કરતાં ચે મેં શરીરે અને મને ખૂબ શાંતિ અનુભવી.

ગામની સ્ત્રીઓનાં ટોળાં ગાતાં ગાતાં આવતાં હતાં, અને સ્નાન કરી, માથે ઘડો લઈ પાછાં વળતાં હતાં. વૃદ્ધા, યુવતી, કિશોરી, તરુણી બધી વયની સ્ત્રીઓ હતી, અને દરેકે ચણિયો કબજો એવાં પહેર્યાં હતાં કે છાતીની નીચેથી નાભિ સુધીનો શરીરનો ભાગ બધો ઉઘાડો હતો. માથા પર પાતળી ઓઢણી હતી. પુરુષોને જોઈ એમને શરમ આવતી નહોતી, અમારી જ સાથે તેઓ સ્નાન કરતી હતી.

મેં મિત્રને કહ્યુંઃ 'આ શું! બંગાળી પુરુષોને શું આ લોકો પુરુષ માનતાં નથી?'

તેણે કહ્યુંઃ 'ના, વૃંદાવનમાં એક જણને જ તેઓ પુરુષ માને છે—એ એક જણ તે પુરુષશ્રેષ્ઠ, નરનારાયણ, ભગવાન શ્રીકૃષ્ણ!

હું નવાઈ પામી વિચાર કરવા લાગ્યોઃ 'તો શું આ જ પેલી ગોપીઓ? આમાં શ્રી રાધિકાજી પણ છે?'

પછી આખોય દિવસ મેં ત્યાંનાં મંદિરો અને બીજાં જોવાનાં સ્થળો જોવામાં કાઢ્યો.

જગા બહુ ગમી—જેવી નિર્જન હતી, તેવી જ નિસ્તબ્ધ હતી. નહિ મળે કોલાહલ, કે નહિ મળે જીવનસંગ્રામની મારામારી અને કાપાકાપી! ચારે તરફ અખંડ શાંતિ હતી—બધાયે જાણે પોતાની અવસ્થાથી અને પોતાના નસીબથી સંતુષ્ટ હતા.

રોજ સવારમાં વહેલા ઊઠી સ્નાન કરી ફરવાનું મને ખૂબ ગમતું હું આખી સવાર એકલો ફરવામાં જ ગાળતો. આમ ફરવામાં હું સંન્યાસિનીની શોધ કરતો. દરેકે દરેક ગલી, અને દરેકદરેક મંદિર અને ઘાટ, ધારીધારીને જોવા છતાં પણ મને ક્યાંયે એનો પત્તો લાગ્યો નહિ. ત્યાં ઘણાં વરસથી રહેનારાઓની પાસેથી પણ જ્યારે મને કંઇ સમાચાર મળ્યા નહિ, ત્યારે હું સમજ્યો કે સંન્યાસિની મારી આગળ જૂઠું બોલી હતી.

આવી રીતે પંદર દિવસ વીતી ગયા.

વળી એક દિવસ વહેલો ઊઠી હું એકલો યમુનામાં સ્નાન કરવા ગયો હતો. આકાશમાં હજી શુક્રનો તારો ચમકતો હતો. નહાવા આવનારાં સ્ત્રી પુરુષોની હજી ભીડ જામી નહોતી. એક બે આવતાં હતાં, ને એક બે જતાં હતાં. છેલ્લી ડૂબકી મારીને બહાર નીકળ્યો એવામાં મારી સામે એક સ્ત્રીને ઊભેલી જોઈ હું ચમકી પડ્યો. તેના માથા પર એક ગાગર હતી, અને જરા નીચી નમી તે એક નાની મટકી તેના ઉપર ચડાવવાની કોશીશ કરતી હતી. એનો ચહેરો ગોળ ને સુરેખ હતો,—હરિણીના જેવી પહોળી અને ચંચળ આંખો હતી.

મારી તરફ એક ડગલું આગળ આવી તે બોલીઃ 'ભૈયા, ક્યા દેખ રહે હો!'

એવો મૃદુ અને સ્પષ્ટ કંઠસ્વર હતો કે મારા હૃદયના તારે તાર એ સાંભળી ઝણઝણી ઊઠયા. હું મુગ્ધ બની તેની સામે જોઇ રહ્યો.

પછી મેં ધીરે ધીરે કહ્યું: 'તમને!'

જરા મલકીને તેણે કહ્યું: 'સચ?'

મેં કહ્યું: 'સાચું કહું છું, તમારા જેવું સુન્દર મુખ મેં જીવનમાં કદી જોયું નથી!'

તેણે હિંદીમાં કહ્યું: 'રાધારાણીને જોઇ, વૃંદાવનની સર્વોત્તમ સુન્દરીને?'

મેં કહ્યું: 'પહેલાં નહોતી જોઇ પણ હવે જોઉં છું—એ મારી સામે ઊભી છે.'

તે જરા શરમાઇને બોલી: 'નહિ, તમે જૂઠું બોલો છો!'

આમ કહી તે મટકી માથાપર ચડાવી ધીરે ધીરે ચાલી ગઈ. હું ત્યાં જ ઊભો ઊભો, નજર પહોંચી ત્યાં સુધી એકીટશે એને જતી જોઈ રહ્યો.

મેં જઈને મારા મિત્રને કહ્યું: 'આજે મારી વૃંદાવનની જાત્રા સફળ થઇ, શ્રી રાધિકાનાં દર્શન થયાં!'

મિત્ર જરા હસીને બોલ્યો: 'દર્શન:થયાં તેનો વાંધો નહિ, પણ તું પાછો શ્રીકૃષ્ણ બની જતો નહિ!'

બીજે દિવસે પણ હું ખૂબ વહેલો ઊઠી જમુનાસ્નાન કરવા ગયો. વળી તેની સાથે ભેટો થયો.

આવી રીતે દરરોજ જમુનાસ્નાન કરવા જતાં અમારો પરિચય વધતો ચાલ્યો, અને અધિકાધિક ઘનિષ્ટ બનતો ગયો.

વાતવાતમાં તેણે હું કોણ છું, મારું કોણ છે, શું કરું છું, ઘર ક્યાં છે, બધું જાણી લીધું. મેં તેની ઓળખાણ પૂછી ત્યારે કહેઃ 'મારું કોઇ નથી, હું વ્રજવાસિની છું, મારું નામ કૃષ્ણપિયારી!'

ત્યારથી હું તેને પિયારી કહીને બોલાવતો.

એણે પણ એનો વિરોધ કર્યો નહિ.

ક્યારે સવાર થાય એ ચિંતામાં હું રાતે ઊંઘી શકતો નહિ. પિયારીને જોવા માટે મારૂં મન ઊંચુંનીચું થયા કરતું. તારૂં ઘર ક્યાં, એમ પૂછતાં તે કહેતીઃ બહુ દૂર છે! છતાં હું સાથે જવાનું કહું તો ચીડાઇ જતી. તેથી આખા દિવસમાં માત્ર આટલો જ વખત અમારો મેળાપ થતો.

મેં એક દિવસ પૂછ્યુંઃ 'પિયારી, તને એવું નથી થતું કે રાત ક્યારે પૂરી થાય?'

તે જરા મલકી, પછી બોલીઃ 'ના, મને તો એથી ઊંધું થાય છે--રાત પૂરી ન થાય તો જરા વધારે ઊંઘવા મળે!'

આમ કહી તે ચાલી ગઇ.

આવી રીતે જેમ દિવસો જવા લાગ્યા તેમ હું તેના તરફ વધારે ને વધારે આકર્ષાતો ગયો. તેનું હાસ્ય, તેની દૃષ્ટિ, તેનો મધુર કંઠસ્વર, અને તેની બાલિકાના જેવી ચંચળતા—ખાતાં, પીતાં, સૂતાં, ઊંઘતાં રાત ને દિવસ મને યાદ આવ્યા કરતાં.

તે દિવસે પૂનમ હતી. આકાશમાંથી ચાંદની જાણે હજારો ધારા રૂપે વરસી રહી હતી. રાતે ઘડીએ ઘડીએ મારી ઊંઘ ઊડી જતી હતી, અને હું પથારીમાં પડયો પડયો તરફડતો હતો.

એટલામાં ઓચિંતાનું મને થયું કે સવાર થઇ ગઇ છે. એક બે પંખી પણ ક્યાંકથી બોલી ઊઠયાં. હું ખભે ટુવાલ નાખી જમુના-સ્નાન કરવા માટે ઊપડયો.

પરંતુ ઘણે દૂર ગયા પછી મને ખ્યાલ આવ્યો કે રસ્તો બિલકુલ નિર્જન છે, ક્યાંયે કોઇ માણસનો સંચાર નથી. મનમાં કેવું થઇ ગયું —હેં, શું હજી સવાર થઇ નથી ?

એવામાં ટન્ ટન્ કરી બેના ટકોરા થયા—દૂર કોઇ મંદિરની ઘડિઆળમાં. હું ચમકીને ઊભો રહી ગયો. જોયું તો ઠેઠ જમુનાના આરામાં હું આવી પહોંચ્યો હતો. પરંતુ જમુનાનો કિનારો નિર્જન હતો; માણસનું ચિહ્ન પણ ત્યાં નહોતું.

'ભૂલ થઇ—હવે પાછો ઘેર જાઉં.' એમ વિચાર કરી હું જ્યાં પાછો ફરું છું ત્યાં માથા પર ગાગર લઇને ઊભેલી પિયારી સામી મળી. તેની આંખોમાં અદ્ભુત આનંદની દીપ્તિ હતી, અને એના મોં પર રહસ્યમય હાસ્ય હતું.

મેં ચમકી પડીને કહ્યું: 'આ શું, પિયારી! તેં પણ ભૂલ કરી! તું પણ રાત પૂરી થયાનું સમજી?'

તે જરા મલકીને બોલી: 'ના, ભૂલ નથી કરી.'

નવાઇ પામી મેં પૂછ્યું: 'તો શું તું મધરાત સમજીને જમુના તટે આવી છે?'

તેણે ફરી તેવા જ ભાવે જવાબ દીધો: 'હા.'

મેં કહ્યું : 'હું અત્યારે અહીં ન હોત તો તું કેવી મુસીબતમાં આવી પડત, પિયારી !'

જરા મંદ હસીને તેણે કહ્યું: 'હું જાણતી હતી કે તમે અહીં હશો !'

મેં તેની વધારે નજીક જઇને મૃદુ કંઠે કહ્યું: 'પિયારી, સાચું બોલે છે ?'

પિયારી કંઇ પણ બોલ્યા વગર, માત્ર સ્વપ્નવિહ્વળ નજરે મારી સામે જોઇ રહી. પછી અસ્ફુટ સ્વરે બોલી: 'ખબર છે, આજે ઊંઘમાં મેં શું સ્વપ્નું જોયું છે તે ? મેં જાયું, જાણે ગોવિંદજી પોતે બોલાવી રહ્યા છે. હું ઘરમાંથી બહાર નીકળી તેમની સાથે ચાલવા લાગી, પરંતુ થોડે દૂર ગયા પછી ગોવિંદજી કોણ જાણે ક્યાં અદૃશ્ય થઇ ગયા અને જોઉં છું તો એમની જગાએ તમે ઊભેલા છો. બરાબર એમના જ જેવું તમારૂં ઘનશ્યામ રૂપ છે, ઊંડી શ્યામ આંખો છે, લાંબાં ઝુલ્ફાં-વાળા કેશ છે.'

આટલું બોલી તે થોભી.

ગીત બંધ થઈ ગયા પછી પણ જેમ ઘણીવાર સુધી એનો ધ્વનિ કાનમાં ગુંજ્યા કરે છે તેવી રીતે પિયારી બોલતી બંધ થયા પછી તેના કંઠસ્વરનો મૃદુ કંપ ઘણીવાર સુધી મેં હૃદયમાં અને શરીરની નસે નસમાં અનુભવ્યો. જવાબમાં મારે શું બોલવું તેની મને સમજ પડી નહિ. ક્યારે મેં તેનો હાથ મારા હાથમાં ખેંચી લીધો હતો તેની પણ મને ખબર નહોતી. પરંતુ જ્યારે ભાન આવ્યું ત્યારે પણ મેં તે હાથ છોડયો નહિ; હું માત્ર એ ફૂલ સરખો કોમળ હાથ મારા હાથમાં જ રાખી, ચાંદનીમાં ઝબકોળાયેલા એ નિર્જન યમુનાતટમાં ફરવા લાગ્યો. કોઇના મોંમાં શબ્દો નહોતા. બંને જણાં જાણે મૂગાંમૂગાં એકબીજાના સાંનિધ્યનો ઉપભોગ કરી રહ્યાં હતાં.

સવાર થતાં જ ફરી યમુનામાં ભોકા આવવા માંડ્યા.

અમે સ્નાન કરી ગામ તરફ આગળ વધ્યાં.

રસ્તે ચાલતાં ચાલતાં મેં પિયારીને કહ્યું: 'આજે હું તારી ના સાંભળવાનો નથી, તારી સાથે મંદિર સુધી આવવાનો છું.'

તે મને કરગરતી બોલી: 'તમને પગે પડું. મારી સાથે ન આવશો.'

મેં વધુ આગ્રહ કર્યો નહિ. હું એકલો મારા મુકામે પાછો ફર્યો. મને કેમ તે પોતાની સાથે લઇ જવાની ના કહે છે, તેનો કોઇ ગુપ્ત અર્થ છે એમ સમજીને હું ખુશ થયો.

પરંતુ નવાઇની વાત એ બની કે બીજે દિવસે જમુનાતટે જઇને જોયું તો પિયારી ન મળે! ત્રીજે દિવસે પણ એ જોવા મળી નહિ. હું રોજના સમય કરતાં ઘણો વહેલો જઇને ઘાટ ઉપર બેસી રહેતો, અને ઘણીવાર સુધી રાહ જોતો, પણ એનો ભેટો થતો નહિ.

શું થયું હશે? શું મારા પર પિયારી ગુસ્સે થઇ હશે? મેં શું તે રાત્રે એનું અપમાન કર્યું છે? મારા હૃદયના લોભી આકર્ષણને લીધે તેનું માન અને તેની પવિત્રતા નષ્ટ થયાં હશે શું? અથવા તો પછી મારી આંખોમાં ને મુખ પર લાલસાની છબી ફૂટી નીકળેલી જોઇને તે બી ગઇ હશે?

આવી રીતના મનમાં વિચારો ઘોળતો ઘોળતો, હું સવારે, બપોરે ને સાંજે બધો સમય જમુનાની રેતીમાં જ ભમ્યા કરતો.

આવી રીતે પંદર દિવસ વીતી ગયા. પિયારીએ મારો ત્યાગ કર્યો છે એવી ધારણા કોણ જાણે કવી રીતે હવે મારા મનમાં દૃઢ બની ગઈ હતી.

આ તરફ અમારો બે મહિનાનો સમય પૂરો થઇ ગયો. એક દિવસ મારા મિત્રે ગાંસડાંપોટલાં બાંધી વૃંદાવન છોડી જવાની તૈયારીઓ કરવા માંડી. રાતના સાતની ગાડી હતી. મેં વહેલા ઊઠીને સ્નાન કરી લીધું. પછી છેલ્લીવારનાં ગોવિંદજીનાં દર્શન કરવાને માટે હું મંદિરમાં ગયો.

હજી લોકોની ભીડ જામી નહોતી. પ્રભાતના પહેલા પ્રકાશમાં મંદિરના લાલ પથ્થરના છાયાપ્રકાશની અદ્ભુત લીલા રચાઇ હતી. મંદિરમાં પેસતાં જ કોણ જાણે કેવી રીતે, મનમાં કથાકનું ઘેન ચડતું હતું. તેમાં યે અંદર પ્રવેશ કર્યા પછી પહેલું જ જે દૃશ્ય મારી નજરે પડ્યું તે હું જીવનમાં કદી નહિ ભૂલી શકું.

મંદિરના ગર્ભદ્વારની પાસે, પથ્થરની પેઠે જડ બનીને એક સ્ત્રી મૂર્તિની સામે તાકતી બેઠી હતી. તેના શરીરનું એકે અંગ હાલતું નહોતું. હાલતો હતો માત્ર કુસુમકોમલ એક ઉઘાડો ઊજળો હાથ! ડાબા હાથનો ટેકો દઈ જરા ઢળીને તે બેઠી હતી, અને જમણા હાથે ગરગડીવાળી પંખાની દોરી પકડી તે ગોવિંદજીને પવન નાખતી હતી, અને ધીમા છતાં મધુર સ્વરે ગીત ગાતી હતી—

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ!

દેવ સેવાની એ તલ્લીનતાની કોઈ બંગાળીને કલ્પના પણ આવવી અશક્ય છે.

વિસ્મયથી ફાટેલી આંખે હું કેવળ તેની સામે જોઈ રહ્યો. તેની સામે ન ગયો, વખતે તેનું ધ્યાન ભંગ થાય એ બીકે, વખતે એ ચિત્ર હું જોવા ન પામું એ બીકે. તેને જોઇ મને થવા લાગ્યું, કે દેવતાના ચરણમાં સમર્પિત થઇ ચૂકેલું આ માનવપુષ્પ છે, પોતાને સંપૂર્ણરૂપે ન્યોછાવર કરી દેવામાં જ જાણે એ આનંદ અનુભવે છે!

એ આ પૃથ્વીની માટી નથી, આ ધરતીની સાથે તેને કંઇ જ સંબંધ નથી!

થોડીવાર પછી ગીત બંધ થયું. ભોંય આળોટી પડી તેણે ગોવિંદજીને પ્રણામ કર્યા. પછી ઊઠીને ઊભી થઈ જેવી એ પાછી ફરે છે તેવો જ હું એકદમ ચમકી પડયો. આ શું! આ તો પિયારી!

એકદમ મારું મન કેવું યે સંકોચ પામી ગયું. કેવી રીતે હું આ પવિત્ર મૂર્તિની સામે જઇને ઊભો રહીશ, અને કેવી રીતે હું તેની સાથે વાત કરી શકીશ, એ વિચારે હું મુંઝાઈ ગયો.

પરંતુ હું કંઈ બોલું તે પહેલાં જ તે મારી સામે આવીને ઊભી. પછી મોં પર લજ્જાળુ હાસ્ય રેલાવીને બોલીઃ 'દર્શન કરવા આવ્યા!'

મેં કહ્યું : 'હા, આજે અમે લોકો ઘેર પાછાં જઇએ છીએ ખરાને, તેથી છેલ્લીવારકાં દર્શન કરવા આવ્યો છું...! પછી જરા થોભીને મેં કહ્યું : 'સારૂં થયું. ગોવિંદજીની કૃપાથી તમારી સાથે પણ મેળાપ થઇ ગયો!'

પલકમાં એનાં મોં અને આંખો પર એક વિષાદની છાયા ફરી વળી. પછી જાણે બળપૂર્વક મોં પર હાસ્ય ખેંચી આણીને, પોતાનો બચાવ કરતી હોય તેમ તેણે કહ્યું : 'હું આટલા દિવસ ઘરમાંથી બિલકુલ બહાર જ નીકળી શકી નથી. પૂજારી મહારાજ બહુ માંદા પઠી ગયા હતા ખરાને, રાતદિવસ તેમની સેવામાં રહેવું પડતું હતું.'

વાતના અનુસંધાનમાં મેં પૂછયું : 'કેમ, એમનું શું અહીંયાં બીજું કોઈ નથી?'

પિયારીએ જરા રહી માથું હલાવી જણાવ્યું: 'ના,'

પછી તેણે ધીરે ધીરે કહ્યું : 'પૂરા પંદર દિવસ ને પંદર રાત મારે જાગવું પડયું છે. એક પળ પણ હું ઘરમાંથી બહાર નીકળી શકી નથી. આજે પહેલી જ આ મંદિરમાં આવી.'

મેં કહ્યું : 'જો તારા મુકામની મને ખબર હોત, તો હું કદાચ એક દિવસ ત્યાં આવી પહોંચ્યો હોત., અને દરદીની સેવામાંથી તને થોડીક રાહત આપી શક્યો હોત. અને વળી, આટલા દિવસ તને શોધી શોધી મારા ટાંટિયા તૂટી ગયા તે ન તૂટત.'

મોં અને આંખો પર એક અદ્ભુત હાસ્ય ચમકાવી તેણે કહ્યું : 'ત્યારે તો મને શોધવામાં તમને બહુ દુ:ખ પડયું છે, ખરું ને ? ઠીક તો, ફરી એવું દુ:ખ વેઠવું ન પડે એવી વ્યવસ્થા હમણાં જ કરી આપું છું—ચાલો, આજે તમને મારું ઘર દેખાડી દઉં !'

મેં કહ્યું : 'પણ હવે જોઈને ફાયદો શો છે ? હવે તો હું તને કંઈ કામમાં આવી શકવાનો નથી.'

'હમણાં નહિ, પણ ભવિષ્યમાં તો આવશો ને ?'

આમ કહી તેણે તે અદ્ભુત હાસ્યભરી વિશાળ આંખો મારી આંખો પર ઠેરવી.

મેં કહ્યું : 'પરંતુ હું આજે જ ચાલ્યો જાઉં છું, પિયારી—'

'આજે જાઓ છો, ફરી શું કદી નહિ આવો વૃંદાવનમાં ?'

મેં ઉત્સાહમાં આવી કહ્યું : 'ચોક્કસ આવવાનો ! ચાલો, તો ઘર બરાબર જોઇ લઉં.'

ગોપીનાથની નજીકની કેટલીક સાંકડી ગલીઓ વટાવી અમે એક અતિ નિર્જન સ્થળે આવી પહોંચ્યા. થોરની વાડવાળો એક નાનકડો બગીચો હતો, એની વચમાં રાધાગોવિંદનું એક નાનકડું મંદિર હતું. મંદિરની સામે આંગણું હતું, આંગણાને છેડે નાની નાની ચાર કોટડીઓ હતી.

પિયારી મને સાથે લઇ એકે એકે બધું બતાવવા લાગી. એ

કોટડીઓની સામે આવી એણે કહ્યું : 'એકમાં હું રહું છું, બીજીમાં પૂજારીજી રહે છે, ત્રીજીમાં નોકરચાકર રહે છે. પછી ખાલી કોટડી તરફ હાથ કરી બોલી : 'એ અતિથિશાળા છે, કોઇ આવે તો અહીં રહે છે.'

મેં કહ્યું : 'અતિથિઓ માટે અહીં રહેવાનો કોઇ નિયમબિયમ છે ખરો ?'

તેણે કહ્યું : 'ના.'

'તો પણ તેઓ ક્યાં સુધી અહીં રહી શકે છે ?'

તેણે કહ્યું : 'જેવી તેમની ઇચ્છા. અતિથિ નારાયણ સ્વરૂપ છે. તેની સેવા કરવાનો અમારો ધર્મ છે.'

મેં કહ્યું : 'ધારો કે હું અહીં અતિથિ બનીને આવું ?'

પિયારી મંદ હાસ્યને દબાવી દઈ બોલી: 'હા, તો પણ એ જ નિયમ. પણ એકથી વધારે માણસોની જગા અહીં નથી, તેથી તમારી પહેલાં જ કોઈ અતિથિ અહીં આવી ચડે તો તમારે પાછા જવું પડે.'

આમ કહી પિયારી ઝડપથી ટૂંકા પગલાં ભરતી મંદિરમાં જતી રહી.

પ્રભાતના સોનેરી તડકામાં એ જગા એવી સરસ દેખાતી હતી કે જાણે કોઇ તપોવનમાં આવ્યો હોઉં એવું મને લાગતું હતું. ત્યાંનાં ઘરબાર, ઝાડપાન, અને રાધાગોવિંદની મૂર્તિ—બધામાં જાણે આનંદ અને શાંતિનો એકત્ર વાસ હોય અને પિયારી એ બધાનો પ્રાણ હોય એવું લાગતું હતું.

મનમાં મનમાં આવા બધા વિચારો કરતો કરતો હું મારા મુકામે પાછો આવ્યો. બપોરા હતા. મારે મિત્ર એક ગાડી લઇ

આવ્યો. પછી સરસામાન મૂકી, તે માને લઈને ગાડીમાં બેઠો. મેં મારો બિસ્તરો પહેલેથી જ ગાડીમાંથી ઉતારી લીધો હતો.

તે જોઈ નવાઈ પામી મારા મિત્રે પૂછ્યું : 'નથી આવવું ?'

મેં કહ્યું : 'ના ભાઈ, ગોવિંદની દયાથી એક નોકરી મળી ગઈ છે—સમાચાર મારા કાકા કાકીને આપજો.'

મિત્રે જરા હસીને કહ્યું : 'સારા શુકને અમારી સાથે નીકળેલો, એટલે નોકરી પણ મળી ગઈ !'

મેં કહ્યું : 'આભાર, ખૂબ જ આભાર માનું છું તમારો.'

એમની ગાડી ઊપડી. હિંદુસ્તાની ઘોડો ગળામાં બાંધેલી ઘંટડી વગાડતો શ્વાસભેર દોડયો.

મારી પાસે મુડીમાં માત્ર એટલો બિસ્તરો જ હતો. તે બગલમાં મારી હું ધીરે ધીરે પિયારીના મંદિર તરફ ચાલ્યો.

હજી સાંજ પડી નહોતી. ગોધુલિના ઝાંખા અજવાળામાં ચારે દિશાઓ ઝાંખી થવા માંડી હતી. હું બિસ્તરો બગલમાં મારી મંદિરમાં જઈને ઊભો.

પિયારી તે વખતે મંદિરની અંદર સંધ્યાઆરતીની તૈયારીમાં હતી. તો યે જરા પૂંઠ ફેરવીને તેણે મને જોઈ લીધો. પછી બિલકુલ અજાણ્યો અતિથિ આવ્યો હોય તેમ એક નોકરને બોલાવી, મને અતિથિઘર બતાડી આપવાનું કહ્યું. મેં બિસ્તરો ઘરમાં મૂકયો, કપડાં બદલ્યાં, હાથ મોં ધોયાં, એટલામાં આરતીની ઝાલર ઝણઝણી ઊઠી.

ભોગ અને આરતી પૂરાં કરીને પિયારી જ્યારે દેવમંદિરમાંથી બહાર આવી ત્યારે રાતના નવેક વાગ્યા હશે. હું એક પાટ પર પડયો હતો. પિયારી એક થાળમાં પૂરી મીઠાઈ અને રબડી લઈને અંદર આવી.

પછી સ્નિગ્ધ મધુર કંઠે તેણે મને બોલાવ્યો : 'બાબુજી !'

હું ચમકીને બેઠો થઇ ગયો. અત્યારસુધી મારું સમસ્ત અંતઃકરણ જાણે આ અવાજ સાંભળવા માટે જ તલપાપડ થઈ રહ્યું હતું. પરંતુ પિયારીને જોઇ મારા મોંમાંથી એક હરફ બહાર નીકળ્યો નહિ. તેને આવા અદ્ભુત વેશમાં મેં કદી જોઇ નહોતી. બંગાળીની છોકરીની પેઠે તેણે એક બારીક રંગીન સાડી પહેરી હતી. એની અંદરથી કાચા સોનાના જેવો એની દેહનો રંગ ફૂટી નીકળતો હતો ! નાનકડા કપાળમાં સિંદૂરની બિંદડી હતી, અને અંબોડામાં ફૂલની માળા વીંટાળેલી હતી.

મંદ હસીને તેણે કહ્યું : 'બાબુજી, તમે દેશમાં ન ગયા ?'

મેં કહ્યું : 'ના; વગર ખરચે જો રહેવાનું અને આવો રાજભોગ ખાવાનું મળતું હોય, અને તે ય પાછું ગમે તેટલા દિવસ સુધી, તો દેશમાં જઇને કાકાને ગળે વળગવાથી ફાયદો શો ?'

પંખાથી પવન નાખતાં નાખતાં પિયારીએ કહ્યું: 'ખરેખર, શું માત્ર રહેવા અને ખાવાના લોભે જ તમે અહીં આવ્યા છો ?'

ખાતાં ખાતાં મોં ઊંચું કરી મેં તેની આંખો સામે જોયું તો કોઇ અદ્ભુત નજરે તે મને જોઇ રહી હોય એવું મને લાગ્યું.

મેં કહ્યું : 'ના, માત્ર તને જોવા ખાતર, રાત ને દિવસ બધો સમય તને જોવા ખાતર હું અહીં આવ્યો છું, પિયારી !'

એનાં આંખમોં લાલ થઇ ગયાં. હોઠના ખૂણામાં જરા વંકુ હાસ્ય ખેંચી આણી તેણે કહ્યું : 'એ બિલકુલ જૂદી વાત છે. નહિ તો તમે આજે વૃંદાવન છોડી જવાની કલ્પના પણ ન કરી શકત.'

મેં કહ્યું : 'ખરું કહું છું, પિયારી, આજે આખો દિવસ વિચાર કરી કરીને છેવટે હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે તારા સિવાય હું કેમે રહી શકવાનો નથી.'

'તમને જરા રબડી લાવી દઉં.'

આમ કહી પિયારી તરત જ ઓરડીમાંથી જતી રહી. અને મારું પેટ ભરાઇ ગયું છે એમ કહેવા છતાં પણ જોર કરી થોડી રબડી મારા ભાણામાં રેડતાં રેડતાં તે બોલી: 'મને જો કોઇ આવો આગ્રહ કરીને ખવડાવે તો મરી જાઉં તોયે મારાથી ના બોલાય નહિ.'

પછી પથારી કરી મને સુવડાવી, મચ્છરદાની નાખી, બહારથી ઓરડીનું બારણું બંધ કરતાં કરતાં પિયારીએ કહ્યું: 'નવી જગા છે, એટલે જો બીક લાગે તો મને બોલાવજો.'

આમ કહી તે બાળકની પેઠે હસી પડી. હું પણ તેની સાથે સાથે છોકરાની જેમ ખડખડ હસી પડ્યો.

હું ઊંઘતો હતો એટલામાં ધબધબ બારણાં પર કોઇએ ટકોરા માર્યા.

ચમકી ઊઠી મેં ભયભીત સ્વરે કહ્યું: 'કોણ?'

'ડરો મત, મેં કૃષ્ણપિયારી હૂં!' બોલતાં બોલતાં તે ખિલખિલ કરતી હસી પડી.

એકદમ ઊઠીને બારણું ઉઘાડતાં જ મેં જોયું તો પિયારી કાખમાં ઘડો લઇને ઊભેલી હતી.

તેણે કહ્યું: 'ચલો, જમુનામાં અસ્નાન કરવા!'

હજી આકાશમાં તારા હતા, અંધારું ઓછું યે નહોતું થયું.

કંઇપણ બોલ્યા વગર ટુવાલ લઇ હું તેની પાછળ પાછળ ચાલ્યો.

સવાર થતા પહેલાં જ સારી રીતે સ્નાન કરી, અમે જમુનાથી પાછાં ફર્યાં. પછી એક સફેદ સાડી પહેરી, ભીના વાળ પીઠ ઉપર

વિસ્તારીને, વંકી ભમરોની વચ્ચમાં ચંદનની નાનકડી બિંદકી કરીને, એક છાબ હાથમાં લઇ પિયારી મારા ઓરડામાં આવીને ઊભી.

તેણે કહ્યું : 'આવવું છે ફૂલ વીણવા ?'

તેના એ સ્વરૂપ સામે જોઇને હું ના કહી શક્યો નહિ. તેની સાથે ફૂલ વીણવા ગયો. હું ઝાડની ડાળ નમાવી ઊભો રહેતો, ને પિયારી ફૂલ ચૂંટતી ! આવી રીતે છાબ ભરીને ફૂલ વીણી અમે મંદિરમાં પાછાં ફર્યાં.

થોડીવાર પછી વળી મને પોતાની ઓરડીમાં બોલાવી લઇ જઇને પિયારીએ કહ્યું : 'માળા ગૂંથતાં આવડે છે ?'

આ પહેલાં મેં કદી માળા ગૂંથી નહોતી, પણ જેટલો વખત એની નજીક રહેવા મળ્યું એટલું સારું એમ સમજીને મેં કહ્યું : 'હા, આવડે છે.—'

પિયારીનું સાન્નિધ્ય મેળવવા માટે તે વખતે મારૂં સમસ્ત મન વ્યગ્ર બની ગયું હતું. જેમ જેમ તેની નિકટ જતો હતો, તેમ તેમ તેની વધારે નિકટ જવાનો મારો મોહ વધતો જ જતો હતો.

હું બેઠો બેઠો ફૂલનાં ડીંટાં તોડી આપવા લાગ્યો, ને પિયારી માળા ગૂંથવા લાગી.

આવી રીતે ધીરે ધીરે પિયારી પોતાના દરેક કામમાં મને સાથીદાર બનાવવા લાગી. કદાચ તે મારા મનની ઇચ્છા સમજી ગઇ હશે.

એક મહિના વીતી ગયા પછી મેં જોયું તો મારા સ્વતંત્ર અસ્તિત્વ જેવું કંઈ રહ્યું જ નહોતું, પિયારીની ઇચ્છા એ જ મારી ઇચ્છા, અને પિયારીનો આનંદ એ જ મારો આનંદ !

કોણ જાણે કેમ, પણ પહેલા જ દિવસથી મને પૂજારી ગમ્યો નહોતો, તેના તરફ મને કોઈ અકારણ અણગમો પેદા થયો હતો.

ત્રીસ લગભગ તેની ઉંમર હશે; વળી એવો સૌમ્ય અને શાંત હતો, અને રાતદિવસ એવો ભોળા માણસનો સ્વાંગ સજીને રાખતો કે જાણે દુનિયામાં એ કશું સમજતો જ નથી!

પિયારી કહેતી; 'પૂજારી બાણુ કઠોર બ્રહ્મચારી છે, પૂજામાં અને ધર્મકર્મમાં તેમને ભારે નિષ્ઠા છે.'

હું કહેતો: 'એ દંભી છે.'

આ વિષે મારે ને પિયારીને ઘણી વખત ઝગડો થતો.

પિયારી કહેતી: 'એને દંભી કહીને તમે પાપમાં પડો છો, ખબર છે? એણે સંસાર છોડી, સુંદર સ્ત્રી છોડી, ગોવિંદની સેવામાં મન પરોવ્યું છે! કેટલાં માણસો આવી રીતે માતાપિતા અને સ્ત્રીનો ત્યાગ કરી, સંસારનાં તમામ બંધન કાપી નાખી, આ માર્ગે આવી શકે છે, કહો જોઉં! ગોવિન્દ ઉપર અથાક અનુરાગ ન હોય તો એ ન બને.'

હું કહેતો: 'તારા જેવી સેવિકા મળતી હોય તો એક શું, સેંકડો માણસો ઘરબાર છોડી ગોવિન્દના પગમાં મન પરોવી બેસે. પિયારી, કદી તેં આયનામાં તારું મોં જોયું છે? તારું રૂપ કેવું સર્વનાશક છે એની તને ખબર છે?'

'ચૂપ!' કહી એકદમ પિયારીએ પોતાના એક હાથ વડે મારું મોં બંધ કરી દીધું.

પછી ધીમેથી મને ઠપકો આપતાં બોલી: 'તમે ભારે દુષ્ટ છો!'

આમ કહી હરણીની પેઠે ચંચળ પગે તે મંદિરમાંથી નીકળી ગઈ.

મારું મન ખૂબ ઉત્તેજિત બની ગયું હતું. તેથી ઘણા દિવસથી જે વાત કહેવાની તક ખોળતો હતો તે, થોડીવાર પછી પૂજારીને, મંદિરમાં એકલા જોતાં, મેં બોલી નાખી: 'પૂજારીજી, એક દિવસ

અગ્નિ અને ઇશ્વરની સાક્ષીએ જે સ્ત્રીનો હાથ તમે ગ્રહણ કર્યો છે, તેને તરછોડી મેલીને આ બ્રહ્મચારીનો વેશ લેવાનું કંઈ કારણ?'

મારા મોં સામે જોયા વગર, અતિ ક્ષીણ સ્વરે તેણે જવાબ દીધો: 'શું કરું? ગોવિંદને છોડીને એક પળ પણ હું રહી શકતો નથી. ગોવિંદ મારું ધ્યાન છે! ગોવિંદ મારું જ્ઞાન છે!'

મેં કહ્યું: 'ખોટી વાત! ગોવિંદ તમારું ધ્યાન નથી, ને ગોવિંદ તમારું જ્ઞાન નથી! ધ્યાન કહો કે જ્ઞાન કહો, જે કહો તે તમારું પિયારી છે.'

મારો કંઠસ્વર સાંભળીને કે કેમ તે કહી શકતો નથી, પણ પૂજારી ચમકી પડ્યો. પછી એકદમ તેણે કાને હાથ દઇ દીધા.

મેં ફરી પૂછ્યું: 'સાચું બોલો, પિયારીને આંખે જોઈ નહોતી ત્યાં લગી તમારી સ્ત્રીથી તમે સુખી હતા કે નહિ?'

'ના, હા, ઘણું ખરું એવું—પણ એ સાવ ખોટું છે—' પૂજારી બરાબર જવાબ ન દઇ શકવાથી આવી રીતે ભાંગ્યા તૂટ્યા શબ્દોમાં કંઇક જોડી કાઢવાનો પ્રયાસ કરતો હતો, પણ એમાં એ ફાવ્યો નહિ.

એવામાં પિયારી આવી પહોંચી.

હું પણ આગળ કંઈ પણ બોલ્યા વગર મંદિરમાંથી બહાર નીકળી ગયો.

એક દિવસ ફૂલ ચૂંટતાં ચૂંટતાં મેં પિયારીને કહ્યું: 'કોઇ સારો જોઇને ઘરડો પૂજારી શોધી લેને! જુવાન પૂજારીઓનાં મન બહુ ચંચળ હોય છે, એમનું મન ભગવાન ઉપર પૂરું ચોંટતું હોતું નથી.

પરિણામે મંદિરવાળાનું અકલ્યાણ થાય છે, અને સંસારમાં અનેક જાતની અશાંતિઓ પેદા થાય છે.'

જરા હસીને પિયારીએ કહ્યું: 'એના કરતાં સ્પષ્ટ કેમ કહેતા નથી કે એની મને ઇર્ષ્યા આવે છે!'

મેં કહ્યું: 'તો શું એ અસ્વાભાવિક છે?'

એકદમ પિયારીએ ગંભીર બની જઈને કહ્યું: 'અહીં શું પૂજારીઓ રસ્તામાં પડ્યા છે કે જ્યારે ધારીએ ત્યારે લઇ આવીએ? એવું હોય તો ચિંતા જ કયાં હતી!'

મેં કહ્યું: 'એ ભાર મારે માથે.'

પિયારીએ કહ્યું: 'એ વખતે જોયું જશે, અત્યારે તો જે કરો છો તે કરો!'

ખૂબ શોધ્યા પછી એક મહિને જતે હું મથુરાથી એક વૃદ્ધ પૂજારીને લઇ આવ્યો. અતિ પવિત્ર બ્રાહ્મણ હતો, દરિદ્ર હતો, અને જીવન આખું દેવસેવામાં ગાળ્યું હતું. પંડિત હતો, અને નિષ્કલંક ચારિત્ર્યને માટે પ્રખ્યાત હતો.

એને જોઇ પિયારીનું મોં સુકાઇ ગયું. તેણે અનેક બહાનાં કાઢી તરત જ તેને પાછો કાઢ્યો.

મારું મન બહુ ખાટું થઇ ગયું.

પૂજારી સાંજે જમુનામાં સ્નાન કરવા ગયો હતો, અને પિયારી દેવમંદિરમાં એકલી બેઠી બેઠી આરતીની તૈયારીઓ કરતી હતી, એવામાં ચુપચુપ હું એની પાછળ જઇને ઊભો.

પછી મેં ધીમેથી પણ દૃઢતાથી કહ્યું: 'પિયારી, આનો અર્થ શું?'

'શાનો અર્થ?' પિયારીએ મારા મોં સામે જોયા વગર જ પૂછ્યું.

'હું જે પૂજારીને મથુરાથી લઇ આવ્યો તેને તેં કેમ ભગાડી મૂક્યો?'

'હું બાઇ માણસ રહી, જેની સાથે મારે એક જ ઘરમાં ચોવીસે કલાક રહેવાનું હોય તેને જોયા જાણ્યા વગર કેવી રીતે રાખી શકું, કહો! તમે રહ્યા પુરુષ, જેટલી સહેલાઇથી કહી શકો કે રાખો, તેટલી સહેલાઈથી અમે કહી શકતાં નથી કે રાખ્યો!'

હું એનો કંઈપણ જવાબ આપ્યા વગર માત્ર બોલ્યો: 'પિયારી, એક વાત પૂછું, સાચું કહીશ?'

મારું બોલવું સાંભળી પિયારીનું મોં અને આંખો પલકમાં નિસ્તેજ બની ગયાં.

પછી બળપૂર્વક મોં પર હાસ્યની રેખા ખેંચી આણવાનો પ્રયત્ન કરતાં કરતાં તેણે અસ્ફૂટ કંઠે કહ્યું: 'બોલો.'

મેં કહ્યું: 'આ મૂર્તિની સામે ઊભી રહીને કહે જોઉં, તું પૂજારીને ચાહે છે કે નહિ!'

પિયારીનું મોં એકદમ ચમકી ગયું. તે થોડીવાર ચૂપ રહી, મૂર્તિની સામે જોતી બોલી: 'તો સાંભળો બાબુજી! આ વાત હું જાતે જ એક દિવસ તમને કહેવાનું વિચારતી હતી, પરંતુ આજે તમે પોતે જ પૂછો છો એટલે હવે કંઈ પણ વાત તમારાથી છુપાવીશ નહિ.'

આમ કહી તેણે શરૂ કર્યું : 'તમારી જ પેઠે એક દિવસ આ પૂજારી મારા પ્રેમમાં પડ્યા હતા, માત્ર મને જોવા ખાતર રાત ને દિવસ પાગલની પેઠે મારી પાછળ પાછળ ફર્યા કરતા. અમારાં ઘર જોડા જોડ હતાં, એમના કુટુંબની સાથે પણ અમારા કુટુંબને ખૂબ જ નિકટનો સંબંધ હતો. પછી એક પાગલ કરનારી પૂર્ણિમાની રાતે મારું મરણ થયું. એક પળની ભૂલે, માત્ર એક ક્ષણના અસંયમે, મારાં તમામ માન, સન્માન, શિક્ષા અને દીક્ષાનું કોઈ રાક્ષસીએ જાણે જાદુથી હરણ કરી લીધું !'

થોડીવાર ચૂપ રહી તેણે આગળ ચલાવ્યું. "બીજે દિવસે સવારે આખી દુનિયાનું રૂપ મારા મનથી કુરૂપ બની ગયું. પતિ અને પુત્રને મોં દેખાડવું પણ મને ભારે થઈ પડયું. તેથી તેજ દિવસે રાત્રે હું ઘર છોડીને વૃંદાવન ભાગી આવી. પૂજારી પણ મારી સાથે આવતા રહ્યા. કહે, એક પળ ભાન ભૂલી આપણે જે પાપ કરી બેઠાં છીએ, તેનું પ્રાયશ્ચિત ભગવાનની આગળ આખી જીંદગી લગી માથું કૂટી કૂટીને કરીશું. એ વાતને આજે આઠ વરસ વીતી ગયાં છે.'

આટલું કહી તે ચૂપ રહી.

તેનો કંઠસ્વર કાંપતો હોય એવું મને લાગ્યું.

એક દીર્ઘનિઃશ્વાસ નાખી મેં કહ્યું : 'પિયારી, એક પળની ભૂલને આખી જીંદગી લગી માથે વહીને, તમે લોકો ભગવાનની આગળ વધારે ગુનેગાર બન્યાં છો. પળની ભૂલને પળમાં ભૂલી જઇ જો તમે બંને જુદે જુદે રસ્તે જતાં રહ્યાં હોત, તો જરૂર ભગવાન વધારે પ્રસન્ન થાત. કારણકે માણસના જીવનમાં ભૂલો તો થવાની જ નહિતો માણસને ભગવાને માણસ ન બનાવ્યો હોત, દેવતા જ બનાવ્યો હોત.'

પછી મેં કહ્યું : 'પિયારી, ભગવાનની મૂર્તિની સાથે રમત ન કરો, દેવની પવિત્ર મૂર્તિના દેખતાં આ પ્રેમનો અભિનય કરવો એ

કેવળ આત્મવંચના છે,—એ પાપ છે! હજારો વરસ નરકમાં વાસ કરવા છતાં આમાંથી તમારો ઉદ્ધાર નહિ થાય, એ ખાતરીથી જાણજો.'

આમ કહી હું તરત જ મંદિરમાંથી બહાર નીકળી ગયો.

બીજે જ દિવસે હું બિસ્તરો બાંધી તૈયાર થયો દેશમાં પાછા ચાલ્યા જવાનું મેં નક્કી કર્યું હતું. રાતની ગાડી હતી. સાંજે નીકળવાનું કરું છું ત્યાં પિયારીએ મારી ઓરડીમાં પ્રવેશ કર્યો.

એ આખો દિવસ મેં એને જોઇ નહોતી. ધીરે ધીરે અંદર આવી, આસ્તેથી બારણું બંધ કરી દઇ તેણે મને કહ્યું : 'તમે જાઓ છો ?'

મેં કહ્યું : 'હા, હજી શું તું મને અહીં રહેવાનું કહે છે ?'

ધીર છતાં દૃઢ ભાવે પિયારીએ જવાબ દીધો : 'કદાચ કહેત, પણ હવે કંઇ કહેવાનું મન થતું નથી.'

'મન થતું નથી કે કહેવાનું જ કંઇ નથી.—એમાંથી શું સાચું છે ?—' મેં જરા ટોણો મારી તેને પૂછ્યું.

પિયારીએ કહ્યું : 'સાચું એમાંથી એકે નથી. સાચું એ છે કે બધા જ પુરુષો નારીની પાસેથી એક જ ચીજ માગે છે.'

મેં કહ્યું : 'ખોટી વાત, પિયારી, ખોટી વાત—બધા પુરુષો સરખા નથ, એ નક્કી જાણજે.'

'એવું હતું તો પછી તમે આજે જ કેમ જતા રહો છો ?' પિયારીનો કંઠસ્વર કંપી ઊઠયો.

તેના મોં સામે જોઇ મારી છાતી ધડકી ઊઠી છતાં બળપૂર્વક આત્મસંવરણ કરી મેં કહ્યું : 'તારા મનમાં હવે મારું સ્થાન નથી, તારું સંપૂર્ણ મન તેં બીજાને દઈ દીધું છે, એવું જાણવા મળ્યા પછી

આજે હું અહીંથી વિદાય થાઉં છું. નહિતો, મેં તો બાકીની જીંદગી અહીં જ પૂરી કરવાનો વિચાર કર્યો હતો.'

પિયારીએ કહ્યું: 'તમે જે જાણ્યું છે તે બિલકુલ ખોટું છે. હું જો કહું કે એ મન સિવાય બીજું એક મન મારી પાસે છે જ્યાં તમારું આસન અમર છે, અચલ છે—તો તમે એ વાત માનશો?'

મેં કહ્યું: 'ના, બિલકુલ જૂઠ છે, સ્ત્રીઓની ચાલાકી છે.'

એકદમ પિયારીના મોં પર જાણે કોઇએ ગુલાલ છાંટી દીધો, તેની આંખો પલકમાં આગથી સળગી ઊઠી. કંઈક કઠોર જવાબ તે મને આપવા જતી હતી, પણ બળપૂર્વક તેણે મનનો એ ભાવ દબાવી દીધો, ને કહ્યું: 'પિયારી કદી પણ તમારી આગળ જૂઠું નથી બોલી એની એક દિવસ તમને ખાતરી થશે.'

આમ કરી આંખનાં પાણી ખાળતી ખાળતી તે ઓરડીમાં બહાર જતી રહી.

હું સરસામાન એક ગાડીમાં ચડાવી મથુરાના સ્ટેશને જવા નીકળ્યો.

: ૯ :

વૃંદાવનથી મથુરા જતાં એક્કામાં બે કલાક લાગે છે. પરંતુ એટલો સમય, એ દિવસે મને એક યુગ જેવડો લાગતો હતો—કેમે પૂરો થતો નહોતો. જે રસ્તે આવતી વખતે મને આટલો આનંદ થયો હતો, તે રસ્તે પાછા ફરતી વખતે મારા મનમાં અત્યંત થાક, ઉદ્વેગ ને વેદના થતાં હતાં. રસ્તો એનો એ હતો, એનાં એ ઝાડપાન, એનાં એ ખેતર; એની એ નિર્જનતા મારી સામે તાકી રહી હતી; પરંતુ મને એ અજાણ્યાં લાગતાં હતાં—જાણે મેં એ કદી જોયાં જ નથી, એવી અસ્પષ્ટતા અને અપરિચિતતાનું ધુમ્મસ બધે ફેલાયેલું હતું.

ધબ ધબ કરતા ઘોડાના ડાબલાનો અવાજ વનવનાન્તરમાં ભળી જતો હતો. હું ચુપચુપ બેઠો બેઠો એ સાંભળતો હતો, અને વિચાર કરતો હતો કે આ થોડા દિવસમાં કેટલી જાતની સ્ત્રીઓ મારા જીવન-પથમાં આવી ગઈ. ઘર છોડીને નીકળ્યે મને ચાર જ વરસ થયાં છે, પરંતુ ચાલીસ વરસ લગી ઘરમાં પુરાઈ રહીને માણસ જેટલું જોવા ન પામે, તેના કરતાં યે વધારે હું ઘરમાંથી બહાર નીકળીને જોવા પામ્યો છું. આમ વિચારી હું ભગવાનને મનમાં મનમાં ધન્યવાદ આપતો હતો.

આ નારી પુરુષને મન કેવળ વિસ્મય છે! ભગવાનની એ અદ્દભુત સૃષ્ટિ છે! નવે નવે રૂપે, નવાં નવાં ઐશ્વર્યમાં એ મારી સામે આવીને ખડી થઇ જાય છે. એને શું જોઈએ છે, એને શું મળે છે, એને મન શું સત્ય છે એ સમજવાનો વિચાર કરતાં મારું મન મુંઝવણમાં પડી જાય છે! કિનારે ઊભા રહી, દિશાવિહીન, તરંગમય અનંત નીલ સાગરની ભણી નજર કરતાં હૃદય જેમ ખળભળી ઊઠે છે, હિમાચલના ગિરિશૃંગ સામે જોતાં જેમ ભાન ભૂલી જવાય છે, કયાં તેનો આદિ અને કયાં તેનો અંત એની જેમ સમજ પડતી નથી, તેમ મને પ્રત્યેક નારીની તરફ જોતાં લાગે છે! છે સામાન્ય માનવી, પણ કેવી અસામાન્ય તેની શક્તિ છે! આ હાથમાં આવી એમ જેને વિષે ધારું છું, તે બીજી જ પળે નથી એવું મને માલમ પડે છે. અને જેને કદી પામ્યા નથી સમજીને દિલમાં દુ:ખી થાઉં છું, તેને તો ખરેખર હું પામી બેઠો છું!

ઋષિમુનિઓ, કોઈ નારીને માયા કહે છે, કોઇ છાયા કહે છે, તો કોઈ મૃગજળ કહે છે, એ આટલા વાસ્તે હશે શું? એવો મનમાં સંશય જાગે છે, અને દાર્શનિક ચિંતનની સાથે વાસ્તવિકતાનો ઝગડો શરૂ થાય છે. અહીં મારી બાબતમાં શું ખરું છે તે હું કહી શકતો નથી. તોપણ એમ થાય છે કે છાયા કાયામાંથી જ આવે છે, માયા જ માણસને સરજાવે છે; અને મૃગજળ પણ સત્યમાંથી જ પરિણમેલું રૂપ છે. વાસ્તવમાં જેની ઉત્પત્તિ થાય છે તે વાસ્તવ સિવાય બીજું કંઈ જ નથી. ફૂલમાંથી જ ગંધ આવે છે એ જ સત્ય છે. વીજળીનો પ્રકાશ ક્ષણિક હોય તો પણ તે સત્ય છે. અને એ એટલો સુન્દર હોય છે કે તેના રૂપની સાથે સરખાવી શકાય એવું પૃથ્વી પર બીજું કંઇ નથી. આથી જ મને લાગે છે કે કવિની કલમ નારીના જયગાનથી મુખરિત બની જાય છે, અને ચિત્રકારની પીંછી પણ નારીની રૂપરેખાને બાંધવાના પ્રયાસમાં રાતોના ઉજાગરા કરે છે.

બાળપણથી મને થતું હતું કે નારીના હૃદયમાં જગતના તમામ

સૌન્દર્યે માળો બાંધ્યો છે. એ રૂપ જે જોવા પામે તે ભાગ્યશાળી. તેથી તેનાં હાસ્ય ને રૂદન, સુખ અને દુઃખ, પ્રેમ અને તિરસ્કાર બધુંયે મારે મન સરખું પ્રિય હતું. સુન્દરનું બધુંયે મને સુન્દર લાગતું.

તે દિવસે વૃંદાવનથી પાછા ફરતાં ફરતાં મને કેવળ એ જ વિચારો આવવા લાગ્યા કે હવે ઘેર પાછું ન જવું, પણ વાટેઘાટે ભમતા ફરવું, અને દુનિયામાં જેટલી સ્ત્રીઓ જોવા મળે તેટલીને જોવી !

આવા વિચારમાં ને વિચારમાં જ્યારે હું મથુરા સ્ટેશને પહોંચ્યો ત્યારે બપોર ઢળ્યા હતા. એક્કાવાળાને ભાડું ચૂકવી આપી હું સ્ટેશનની અંદર જઈને જોઉં છું તો મુસાફરો બધા સરસામાન લઇ ખડા થઇ ગયા હતા. ગાડી આવે એટલી જ વાર હતી.

એકદમ પૈસા કાઢી હું ટિકિટબારી આગળ જઈ ઊભો. પરંતુ મુશ્કેલી સામી આવીને ઊભી. ક્યાંની ટિકિટ કઢાવું ? મનમાં ઘડભાંગ કરું છું એટલામાં ક્યાંકથી એક બંગાળી બાઈ આવીને બોલી: 'હાં, ભાઇ, તમારે ક્યાં જવું છું ?'

એ જ તો મુંઝવણ હતી—શો જવાબ દઉં ?' થોડીવાર વિચાર કરી, બેચાર ઘુંટડા ગળ્યા, ત્યાં તો તે સ્ત્રીએ જ ફરી પૂછ્યું: 'હરદ્વાર ? કુંભમેળામાંને ?'

ચટ મેં બોલી નાખ્યું: 'હા!'

કુંભમેળાની વાત હું ભૂલી ગયો હતો. આવો યોગ ફરી પંચાંગમાં આવતો નહોતો એવું સાંભળ્યું હતું. બાર વરસમાં એક વખત આવી પવિત્ર તિથિ આવે છે. ભારતવર્ષના તમામ સાધુ સંન્યાસીઓ, દૂર દૂર પર્વતની ગુફામાં બેસીને કઠોર તપસ્યા કરનારાઓ સુદ્ધાં આ નિમિત્તે ગંગાસ્નાન કરવા આવે છે. દુર્લભ તક ગણાય! જીવનમાં ફરી કદાચ આવે કે નહિ !

તેથી તે બાઈને ત્રણ ટિકિટો હરદ્વારની કઢાવી આપી, ચોથી મેં પણ મારે માટે કઢાવી. ખોટું શું છે, ફરી આવવા દેને થોડા દિવસ! સોબત પણ મળી ગઈ છે તો!

ટિકિટ હાથમાં લઈ એ બાઈ કૃતજ્ઞતા બતાવવા કે પછી કોણ જાણે કેમ, બોલી: 'હાં, ભાઈ, તમારી સાથે બીજું કોઈ નથી?'

મેં કહ્યું: 'ના.'

પછી તેમણે જરા હસીને કહ્યું: 'સારૂં થયું! તો પછી તમારે અમારી જ સાથે આવવું પડશે—ના કહેશો એ નહિ ચાલે—હું તમારી દિદિ થાઉં!'

મેં કહ્યું: 'તમારી સાથે શું કોઈ પુરૂષ નથી?'

તેમણે કહ્યું: 'છે, પણ એની અમારે સંભાળ રાખવી પડે છે!'

આમ કહી પ્લેટફોર્મની વચમાં મને લઇ જઈ, એક પુરુષની સામે ઊભી રહી, તેણે મને કહ્યું: 'ભાઈ, આ બેઠા છે તે તમારા દાદા બાબુ!' પછી, પુરૂષની પાસે બીજી એક વિધવા બાઈ ઊભી હતી, તેના તરફ હાથ કરી તેમણે મને કહ્યું: 'એ મારાં મોટાં નણંદ છે, તમારાં બડી દિદિ થાય.'

મેં હાથ જોડી બંનેને પ્રણામ કર્યા.

તે જ વખતે, નણંદ પોતાના ભાઇની સામે જોઇ ધીમેથી, શી ખબર શું બોલવા લાગી તે મને સંભળાયું નહિ., તોપણ એમાંથી બે શબ્દો મારે કાને પડી ગયા—'વહુ યે એવી છે કે ક્યાંકથી કોઈ રખડતા છોકરાને લઈ આવી ભાઇ કહીને એને ગળે વળગે છે.'

દિદિનો પતિ પણ કંઇ વંકેમી નજરે મારી સામે જોતો હતો. મને એ માણુસ ગમ્યો નહિ. તેથી 'ઠીક, હમણાં આવું છું.' કહી

બધાની સામે જોઈ, હાથ જોડી કપાળે અડકાડી મેં ચાલવા માંડયું. બે ડગલાં ચાલ્યો ત્યાં તો પાછળથી આવી દિદિએ મારા ખભે હાથ મૂકી કહ્યું : 'જતા નહિ, ભાઇ ! હમણાં જ ગાડી આવશે.'

બંગાળીની છોકરી આટલી ધૃષ્ટ હોઈ શકે એ મારી કલ્પનામાં પણ નહોતું. હું ગામડાગામમાં મોટો થયો છું, ત્યાંની છોકરીઓ તો ચૌદ વરસના છોકરાને જોઇને પણ આધું ઓઢે છે. દિયર, જેઠના દીકરા, કે નિશાળના છોકરા કોઇનો યે તે વિશ્વાસ રાખતી નથી. પુરૂષ માત્ર પર તેમને વહેમ હોય છે ! કહે છે કે અત્યારે બધા દેશોમાંથી આ પડદાની પ્રથા ઓછી થવા માંડી છે, પરન્તુ અમારો દેશ તો બસો વરસ પહેલાં જેવો હતો, તેવો જ આજે પણ છે—એ હું હિંમતથી કહી શકું છું.

તેથી આ બાઈને હિંમતથી મારી સાથે વાત કરતી જોઇ હું ખરેખર ખૂબ નવાઈ પામી ગયો હતો. તેમાં યે વળી જ્યારે તેણે મારા ખભા પર હાથ મૂકયો ત્યારે તો એને શું જવાબ દેવો તે પણ મને સૂઝયું નહિ.

ગામડાગામમાં કોઈ અપરિચિત પુરુષની સાથે આવી રીતે વર્તે તો નણંદ એને રીતસર ધમકાવી નાખ્યા વગર ન રહે. કારણ કે આજકાલની કોલેજમાં ભણતી છોકરીઓની સાથે તુલના કરીએ તો એ બાઇને અર્થાત્ દિદિને ખુશીથી યુવતી કહી શકાય. ઊલટું, ભણેલી યુવતીઓના કરતાં દિદિના શરીરમાં નારીત્વનો પ્રકાશ વધારે હતો. એટલું ખરું કે આ બે વર્ગની સ્રીઓમાં કયાં કેટલો તફાવત છે તે હું ઉદાહરણ આપીને બરાબર સમજાવી શકવાનો નથી. કારણ કે સ્રીઓના રૂપનુ વર્ણન કરવું એ કવિઓનું કામ છે, મારું નથી. તેમ છતાં એટલું તો કહેવું પડશે કે આ બધી કોલેજમાં ભણતી છોકરીઓને જોઇને મને લાગે છે કે તેઓ બરફની નદી જેવી ટાઢીબોળ છે, દેહના બંને

કિનારા પર રૂપનો લિસોટા છે ખરો, પરન્તુ પ્રવાહ બહુ દૂર ચાલી ગયો છે. પરન્તુ ત્રીસેક વરસની ઉંમર થઇ હોવા છતાં મારી દિદિનો ચહેરો એકદમ ભાદરવા મહિનાની બેય કાંઠે છલકાતી નદી જેવો હતો, નારીત્વનું જાણે એ ભર્યું ભાદર્યું રૂપ હતું! માતા, ભગિની અને પ્રિયાનું અપૂર્વ સંમિશ્રણ એમાં થયેલું હતું! સેંથામા સિંદૂરની સ્વચ્છ રેખા હતી, બે હાથમાં સફેદ ચૂડો, અને થોડીક સોનાની બંગડીઓ હતી; લાલ કિનારીવાળી સાડીમાં દેહ ઢાંકેલી હતી, કંઠમાં કંઇક સંકોચ હતો—માથે છેડો ખેંચેલો હતો, છતાં તેમાં શિષ્ટતાની સીમાનું ઉલ્લંઘન થતું નહોતુ.

ગાડી સ્ટેશને આવી ઊભી. પણ જગા કયાં? ભીડ એટલી હતી કે ન પૂછો વાત. તેમાં વળી એક બારણું ખોલી બધા એક સામટા અંદર ઘૂસવાનો પ્રયત્ન કરતા હતા. હું ભીડમાંથી રસ્તો કરી એક દરવાજા આડો હાથ ધરી ઊભો રહ્યો.

પછી દિદિ વગેરેને ગાડીમાં ચડાવી છેવટે હું પણ ચડયો.

દિદિએ કહ્યું: 'સારા નસીબે તમે આવી મળ્યા. ભાઇ! નહિતો શી ખબર શું થાત! તમારા દાદાના ભરોસે રહ્યા હોત તો આજે આખી રાત આ સ્ટેશન પર પડી રહીને કાઢવી પડત.'

દિદિ મારા તરફ આટલો બધો પક્ષપાત બતાવતાં હતાં એ જોઈ મને બહુ શરમાવા જેવું લાગ્યું. તેથી દાદાબાબુને ઉદ્દેશીને આ પહેલી જ વાર હું બોલ્યો: 'જોયું ને, દિદિએ આટલાં માણસોના દેખતાં તમને બિલકુલ નકામા સાબિત કરી દીધા!'

તેઓ મોં બગાડી બોલ્યા: 'રાખ, બહુ થયું! એમાં દાંત શું દેખાડતો હોઇશ!'

સાથે સાથે દિદિની નણંદ બોલી ઊઠી: 'માણસ કંઇ કૂતરાં બિલાડાં નથી કે એકી સાથે બધાંને અંદર ઠાંસો દીધાં કે બસ પતી

ગયું ! આવી રીતે ઊભાં ઊભાં કંઇ માણસથી આખી રાત મુસાફરી થાય નહિ. એક તો મારો ભાઈ જનમથી જરા સુખસગવડમાં ઊછર્યો છે, એનાથી કદી ભીડ ખમાતી નથી, તેમાં પાછો પર-ધરતી રહી— ઘ્રદી ગરમી થઇ જાય તો અહીં કોણ રણીધણી ?'

બોલતાં બોલતાં જ 'ઉ હુ—હુ—હુ—મરી ગઈ રે બાપ !' કરી તેઓ ચીસ પાડી ઊઠયાં.

હું એકદમ બોલી ઊઠયો : 'શું થયું, બડી દિદિ ?'

'શું થાય બીજું ! મારું માથું ! તારે લીધે તો આ થયું ! આ મૂઆએ મારો પગ પીલી નાખ્યો !'

પછી 'ઓ બાપરે! મરી ગઇ !' 'મને તું આ ક્યાં લઈ આવ્યો !' કહી તેમણે એવો ભેંકડો તાણ્યો કે જાણે બધો વાંક મારો જ હોય.

મારી પાસે જ દિદિ ઊભી હતી. શું કહીને નણંદને દિલાસો આપવો તે ન સમજાવાથી તે બોલી ઊઠી : 'ચૂપ રહો, મોટી બહેન, આટલી ભીડમાં બિચારાથી દેખાયું નહિ, એટલો તમારો પગ ચંપાઈ ગયો હશે.'

'તું તો એમ જ કહે ને ! આ મુઆએ આવી રીતે ધક્કો મારીને આપણને આ ડબામાં ન પૂર્યાં હોત તો થાત આમાંનું કાંઈ ?'

આમ કહી તેમણે વધારે જોરથી પોક મૂકી.

'એમાં એનો વાંક શો ?' દિદિએ જરા ભોંઠામણ અનુભવી મારી સામે જોયું.

ત્યાં તો એની નણંદ બોલી ઊઠી : 'ના, બધો વાંક મારો—

તું જ કહેને, મારા ભાઈની સાથે આટલાં ગામ ફરી, પણ ક્યાંય મારા શરીરે લગીરે આંચ લાગી છે ?'

દિદિએ અસ્ફુટ સ્વરે કહ્યું : 'આટલાં માણસોના દેખતાં તમે આમ રડો નહિ, બધા શું ધારે ?'

'ઓહ ! ધારે તો છોને ધારતા. તને થયું હોત તો ખબર પડત, નાની વહુ ! પારકું દુઃખ તને કેવી રીતે સમજાય ?'

પછી મેં જે હિંદુસ્તાનીએ તેમનો પગ ચાંપ્યો હતો તેને કહ્યું: 'અરે ઉલ્લુ, આંખસે દેખતા નહિ ?'

જાણે કેટલો ગુનો કર્યો હોય તેમ હાથ જોડી તેણે કહ્યું : 'કસૂર માફ કીજીયે, મહારાજ ! બેહુંશિયારીસે લગ ગિયા !'

પછી તેણે હિંદીમાં જે કહ્યું તેનો સાર એ કે પગ તેણે ચાંપ્યો જ નથી, માત્ર શરીરે જરા પગ અડકી ગયો છે એટલું.

મેં નીચા વળીને જોયું તો ખરેખર તેના પગમાં જોડા સુદ્ધાં નહોતા., બિલકુલ ઉઘાડા પગ !

પછી મારા મોંનો ઢંગ જોઈ ધીરેથી દિદિએ મારા કાનમાં મોં ઘાલી કહ્યું: 'આવી મારી નણંદ છે—જરાકમાં બાઝવા આવે છે. ભગવાન જાણે એને વાગ્યું છે કે નહિ !'

હવે હું બધું સમજ્યો. તોપણ એ તકનો લાભ લેવાને હું ચૂક્યો નહિ. હિંદુસ્થાનીઓ ઘણા હતા, કોઈ સૂતા હતા, કોઈ આડા પડયા હતા, તો કોઈ લહેરથી જમાવીને બેઠા હતા. મેં પણ તેમને જરા ધમકાવી દબડાવી, પાટલી પર થોડી જગા કરાવી, બડી દિદિ અને તેના ભાઈને બેસવાની ગોઠવણ કરી આપી. પછી સરસામાન બારણા આગળ બરાબર ગોઠવીને એક જગા કરી ત્યાં દિદિને મેં બેસવાનું કહ્યું.

પરંતુ દિદિ પોતે એકલી બેસવાને રાજી નહોતી. મારો હાથ પકડી તે બોલીઃ 'તમે પણ બેસો, હું પણ બેસું છું.'

મેં હસીને કહ્યું: 'ત્યાં એક તમારું જ શરીર ગોઠવાય તો બસ છે.'

દિદિએ કહ્યું: 'અરે ભાઈ, દિલ હોય તો એક દાણો નવની ભૂખ હરે!'

એટલી વારમાં બડી દિદિએ પાટલી પર બેસી, ઠેલાઠેલી કરી બરાબર જગા કરી લીધી હતી. તેમની પગની વ્યથા, મને લાગે છે કે બેસતાં વેંત જ મટી ગઇ હતી. તેથી ફરી તે વિષે કશું ન બોલતાં પાલવના છેડાની ગાંઠ છોડી તેમાંથી પાન અને સોપારીનો કકડો મોંમાં મૂકતાં મૂકતાં તેમણે કહ્યું: 'એ છોને થોડું ઊભો રહેતો, નાની વહુ! જુવાન છોકરો છે, એને શું થાય છે!—તું એટલી વાર બેસને જરા, એટલામાં જગા થશે તો એ યે બેસશે.'

દાદાબાબુએ કહ્યું: 'હાસ્તો, આટલું દુઃખ વેઠીને તેણે જગા કરી તે શું પોતાના વાસ્તે કરી હશે, એટલું યે નથી સમજતાં? હેં-હેં-હેં-હેં-શું કહો છો, ભાઇ?'

એમનું આ અદ્દભુત હાસ્ય જાણે દિદિને ચાબૂકની પેઠે વાગતું હોય એવું મને દિદિના મોં સામું જોતાં જ લાગ્યું.

તેથી મેં તેનો જવાબ દીધોઃ 'દિદિની બુદ્ધિ આપના જેવી સાફ નથી ખરીને?'

'હેં-હેં-હેં-હેં-હેં-ખરું કહ્યું, ભાઇ! આટલા દિવસ થયા પણ હજી એને અક્કલ ન આવી. શી ખબર, કહેવતમાં કહ્યું છે કે સ્ત્રીની બુદ્ધિ પાનીએ—'

'ચૂપ!' કહી એક ધમકી દઈને દિદિએ તેમને બોલતા અટકાવી દીધા.

તેઓ અટક્યા ખરા, પણ ચૂપ રહ્યા નહિ—આથી તેઓ દબી જતા નથી એવું દેખાડવા માટે હશે કદાચ.

પ્રસંગ બદલીને તેમણે મારી સામે હાથ લંબાવી કહ્યું: 'એકાદ બીડી કાઢો, જોઉં!'

તેમના સુકા જડ મોં પર લોલુપતાની એવી છાયા ફૂટી નીકળી કે એ જોઈને ઘૃણાથી મારું મન ભરાઈ ગયું. દિદિનું લગન આવા માણસની સાથે કેવી રીતે થયું હશે એનો વિચાર કરતાં કરતાં, મોં ફેરવી જોઉં છું તો દિદિ મારા મોં સામે જોઈ રહેલી હતી.

એની સ્થિર આંખો પરથી મારી આંખો હટાવી લઈ મેં કહ્યું: 'હું બીડી પીતો નથી!'

પલકમાં દિદિનું મોં ચમકી ઊઠયું: સાથે સાથે કંઠમાં સેંકડો અપમાનની ગ્લાનિ ભરીને તેમણે પતિને કહ્યું: 'છિ છિ! તમને શરમ ન આવી આવડા છોકરાની પાસેથી બીડી માગતાં? અને પાછા મોટ ભદ્દર લોકની બડાઈ હાંકો છો!'

'કેમ? ભદ્દર લોકો શું બીડી નથી પીતા? જોઈ, ભાઈ, બૈરાંની બુદ્ધિ!'

આમ કહી તેમણે મને જ ન્યાયાધીશ બનાવ્યો.

એક અસ્વાભાવિક ઉત્તેજનાથી દિદિનો કંઠસ્વર કંપી ઊઠ્યો. ધડાક દઈને તેમણે બોલી નાખ્યું: 'ભદ્દર લોકો બીડી પીએ છે, પરંતુ આવડા અમથા છોકરાની પાસેથી માગીને પીતા નથી.'

'ઓ—આમ વાત છે—હેં-હેં-હેં-હેં—જોઈ, ભાઈ! આની બુદ્ધિ? કહું છું, સંસ્કૃતનો પેલો અશ્લોક જરા તારી દિદિને સંભળાવ

તો! પેલો—પ્રાપ્તે તુ ષોડશેવર્ષે પુત્રે મિત્રવદાચરેત્‌! ઋષિ મુનિઓ જે કહી ગયા છે એ તો માનવું જોઇએ ને!'

દિદિએ કહ્યું: 'ઋષિમુનિઓ કંઈ એ જ એક શ્લોક લખી ગયા નથી, એ ના ભૂલતા!'

દિદિના બોલવા પર જરા પણ ધ્યાન આપ્યા વગર, પોતાના ગજવામાંથી એક બીડી કાઢી, પડખેના હિંદુસ્તાનીઓના હુકાની આગથી એ ચેતાવી એમણે કહ્યું: 'તારી ઉંમર કેટલી?'

મેં કહ્યું: 'આ ચોવીસ.'

'બસ—એ કંઈ સગીર ન કહેવાય—મારી કંઇ ભૂલ થઇ નથી.'

હું તેમના બોલવાનો કંઈ જવાબ દઉં તે પહેલાં જ દિદિએ કહ્યું: 'પણ તમારી ઉંમર કેટલી એ તો કહો.'

થોડીવાર માથું ખંજવાળી, અને થોડીવાર બીડીની તલપ ખેંચી તેમણે કહ્યું: 'આ લાસ્ટ ડિસેમ્બરમાં ઓગણચાલીસમું બેઠું—પણ તારી ને મારી ઉંમરનો સરવાળો કરી, એને બેએ ભાગીએ તો હજી હું બત્રીસ વરસનો યે થયો નથી એમ ગણાઉં! વારૂ ભાઈ! તું જ કહે જોઉં, તારી દિદિ મારી સેકંડ ફોર્ટનાઈટ અર્થાત્‌ દ્વિતીય પક્ષ છે એ મને જોઇને ખબર પડે છે ખરી?'

આનો કંઇ પણ જવાબ આપ્યા વગર એકવાર માત્ર દિદિના સામું નજર કરી લઇ હું ચૂપ રહ્યો.

ગાડી કોઈ સ્ટેશને આવી થોભી. ત્યાં બે માણસો ઊતરી ગયા.

દિદિની નણંદ, કંઇપણ બોલ્યા વગર, હાથપગ લાંબા કરી, પાટલી પર સૂઈ ગઈ, અને જાણે બચાવ કરતી હોય તેમ બોલી: 'વાનો રોગ ખરોને, એટલે આટલો વખત કોકડું વળીને બેસી રહેવાથી મારું તો આખું શરીર હુંઠવાઈ ગયું છે.'

પછી પોતાના ભાઇને સંબોધી તેણે કહ્યું: 'અરે મૂરખા, તારો બિસ્તરો જરા પાથરી દેતાં શું થયું?—પાટલી ઉપર બેસી બેસીને શરીર દુખવા આવશે.'

'એ તારે કહેવું નહિ પડે, દિદિ!—માણસો ઊતરે તે પહેલાં જ મેં જરા જરા કહી મારો બિસ્તરો લગાવી દીધો હતો! નહિ તો પછી આ મૂઆ બેટાઓને તે પહોંચાય ખરું!'

આમ કહી મૂર્ખો અર્થાત્ દાદાબાબુ આંખો મીંચી સૂઈ ગયા.

થોડીવાર પછી શી ખબર શું યાદ આવવાથી તેઓ એકાએક બોલ્યા: 'ભૈયા, ખૂબ સાવધ રહેજે; આવતા સ્ટેશને જો કોઇ ઊતરે તો એકદમ એની જગા બથાવી પડજે.'

કંઇપણ બોલ્યા વગર માત્ર માથું હલાવી તેમની આ ઉમદા સલાહ માટે મેં તેમનો આભાર માન્યો. ગુસ્સો અને અપમાનથી દિદિનું હૃદય બળી જતું હતું.

તેઓ મોઢે એ બોલ્યાં નહિ, પણ તેમનું મુખ જોતાં એ તરત વરતાઇ જતું હતું તે હું સ્પષ્ટ જોતો હતો. પતિ અને નણંદની આ સ્વાર્થાંધતા જોઇ પોતે જાણે અપમાનથી મરી જતી હોય એવું તેને થતું હતું.

થોડીવાર પછી તે બોલ્યાં: 'તમે બેસોને ભાઈ, અહીં. ક્યાં લગી ઊભા રહેશો?'

મેં કહ્યું: 'તમે ના ગભરાશો, હું મજામાં છું.'

'ઊભાં ઊભાં પગ દૂખી ગયા હશે.'

'એટલામાં પગ શું દૂખી જાય, દિદિ!'

'કેમ, તમારા પગ શું લોઢાના છે?'

'નાનપણમાં પાઠ ન આવડે ત્યારે માસ્તર સાહેબ પાટલી પર ઊભો કરતા, એટલે મને આવી ટેવ પડી ગઈ છે, બીવાનું કંઈ કારણ નથી.'

દિદિ જરા હોઠમાં હસીને બોલી: 'તમને વાતમાં પહોંચાવાનું નથી ! પણ ઊભા ઊભા પગે લોહી ઊતરે તો મને મનમાં મનમાં ગાળો દેતા નહિ !'

મેં ધીરેથી કહ્યું: 'ઊલટો ધન્યવાદ દઈશ, કે તમારી ખાતર આટલું યે દુઃખ ભોગવવાનું મને સૌભાગ્ય મળ્યું !'

'બહુ ખરાબ છો !'

આમ કહી તેમણે મારા હાથ પર એક ઝીણી ચૂંટી ખણી.

ગાડી જોરથી દોડતી હતી. સાઠ સિત્તેર માઈલ જતાં કોઇ મોટા મોટા સ્ટેશનેજ ઊભી રહેતી હતી. પરંતુ હવે કોઇ ગાડીમાંથી ઊતરતું નહોતું. બધાને, અમારી પેઠે હરદ્વાર જ જવાનું હોય એવું લાગતું હતું. ભીડમાં જેમતેમ હું દિદિની આગળ ઊભો હતો. રાત વધતી જતી હતી. બહારના ગાઢ અંધકારને વીંધીને, ગાડી એકસરખો અવાજ કરતી દોડતી જતી હતી અંદર અદ્ભુત શાંતિ હતી. બધાં ઊંઘમાં પડયાં હતાં. બેઠાં બેઠાં, ઊભાં ઊભાં, સૂતાં સૂતાં કે આડાં પડીને, જેને જેમ ફાવ્યું તેમ, ને જ્યાં ફાવ્યું ત્યાં સૌ ઊંઘના ઘેનમાં પડયાં હતાં. જાણે માયાવિની નિદ્રાદેવી સૌને પોતાના અમોઘ બળવડે ખેંચી રહી હતી, અને તેના મોહમાંથી છૂટવા માટે સૌ પોતાના પૂરા બળથી તેનો સામનો કરી રહ્યાં હતાં. ઘણાએ તો નિરૂપાય બની તેના હાથમાં પોતાનું આત્મસમર્પણ કરી દીધું હતું. તો કોઈ વળી રહીરહીને આ બંધન કાપી કાઢવા માટે ચમકી ઊઠતું હતું.

હું ઊભો ઊભો આ દશ્યનો ઉપભોગ કરતો હતો. તે વખતે નિદ્રાદેવીનો હરીફ માત્ર હું એકલો જ હતો. ઊંઘની લડાઈમાં બીજા સૌ હારી જવાનો સંભવ હોવા છતાં યે, હું બિલકુલ અજેય હતો એ વાતની નિદ્રાદેવીને પણ ખાતરી થઈ ગઈ હશે. તેથી મારો સવાલ તેમણે બાજુએ મૂકી દીધો હતો.

તે વખતે દોઢ કે બે થયા હશે. દિદિને પણ ખૂબ ઊંઘ આવતી હતી. આવી સ્થિતિમાં તેઓ બારી ઉપર માથું ઢાળી ઊંઘતાં હતાં, અને વચમાં વચમાં ચમકી ઊઠી, ડાબા હાથે માથાનો છેડો ખેંચી લેતાં હતાં. એવામાં એકાએક આંખોમાંથી ઊંઘ ખંખેરી કાઢી તેઓ ટટાર થઈને બેઠાં. પછી મારો હાથ પકડીને ખેંચ્યો ને કહ્યું: 'બેસો, ઘણું થયું. માંદા પડવું છે શું?'

આમ કહી તેમણે ઊંઘે ઘેરાયેલી આંખે મારી સામે જોયું.

આ વખતે હું ના કહી શક્યો નહિ; તેમની પાસે બેસી પડ્યો. પગ તે વખતે આખા શરીર કરતાં દશ ઘણા વધારે ભારે બની ગયા હોય એમ લાગતું હતું. એક બે વખત હાશ કરી, પીઠ જરીક પાછળના સરસામાન ઉપર ઢાળી, ત્યાં તો દિદિએ કહ્યું: 'તમે આમ ટટાર કેમ બેઠા છો, જરા બરાબર બેસો.'

આમ કહી પોતે જ જરા સંકોચાઈને તેમણે એટલી વધારે જગા મને કરી આપી.

થોડો વખત આમ પસાર થયા પછી, ક્યારે ઊંઘ આવી ગઈ તેની મને ખબર નથી. પરંતુ ઓચિંતાની વચમાં ઊંઘ ઊડી ગઈ ત્યારે જોયું તો દિદિનું માથું મારા ખભા પર ઢળેલું હતું. તેમનો ગરમ શ્વાસોચ્છ્વાસ મારા ગાલે લાગતો હતો, અને પવનમાં તેમના કેશની

એક બે લટો ઊડી ઊડીને મારા કપાળમાં આવી પડતી હતી.

મેં એકવાર તીરછી આંખે ડબ્બાની અંદર નજર કરી લીધી. જોયું તો બધાયે ઊંઘતા હતા.

પછી આસ્તે આસ્તે દિદિના માથા પર હાથ મૂકી મેં બૂમ મારી: 'દિદિ, દિદિ, ઊઠો!'

મારો હાથ માથા પરથી ખસેડતાં ખસેડતાં તેમણે કહ્યું: 'શું છે? શું કરવા ઉઠાડો છો?—ઓહ, તમને ખભા પર દૂખતું લાગે છે! મારા મનથી કે સરસ ઓશીકું છે!'

આમ કહી જરા હસીને, માથાનો છેડો ખેંચતાં ખેંચતાં તેઓ બેઠાં થયાં.

આના જવાબમાં હુ કંઇ વિનોદી જવાબ દેવાનો વિચાર કરતો હતો, એવામાં પાટલી ઉપર નજર પડતાં જ, જોયું તો દાદાબાબુ અમારી તરફ જોઇ રહેલા દેખાયા.

દિદિ કંઈ બોલે તે પહેલાં જ તેઓ ઊઠયા: 'તું અહીં આવીને સૂઇ જા,—હું ત્યાં બેસું છું.'

કંઈ પણ કહ્યા વગર દિદિ ત્યાં જઈને સૂઈ ગઈ, અને દાદાબાબુએ આવીને મારી જોડે બેસી એક બીડી સળગાવી.

હવે મારી આંખોમાંથી ઊંઘ ઊડી ગઈ. રાત પણ તે વખતે પૂરી થવા આવી હતી. તેમાં બીડીની ગંધથી મારું માથું ચડી જતું હતું.

બાકીનો રસ્તો દાદાબાબુ મારી સાથે એક અક્ષરે બોલ્યા નહિ.

માત્ર મૂગામૂગા બીડીઓ પર બીડીઓ ફૂંકવા લાગ્યા. તે વખતે તેમના મનમાં શા વિચારો ઘોળાતા હશે. તેની તેમને ખબર!

**સ**વારના ૭ વાગે અમારી ગાડી હરદ્વાર સ્ટેશને જઇને ઊભી. દિદિ, તેમનાં નણંદ અને દાદાબાબુ સરસામાન લઇને નીચે ઉતર્યાં: હું પણ તેમની સાથે સાથે નીચે ઉતરીને ઊભો.

બે મજૂરોએ આવીને દાદાબાબુને કહ્યું: 'બાબુજી કુલી?'

દાદાબાબુએ કહ્યું: 'હા, હા!'

એ બે જણા માલ ચડાવતા હતા, એટલામાં દિદિનાં નણંદ બોલી ઊઠયાં: 'બસ, એક આદમી, એક મજૂર જોઇએ—અમે આટલાં માણસો છીએ તે શું કરીશું? એકેક દાગીનો ઉપાડી લેશું—ખાલી મફતના મજૂરને પૈસા આપવાથી શો ફાયદો છે?'

દિદિએ કહ્યું: 'પણ દરેક સ્ટેશને આપણે બે મજૂર કર્યા છે!'

'કર્યા છે એટલે કરવા જોઇએ એવું થોડું જ છે? પૈસા કંઇ તારા બાપના ખરચાય છે?'

આમ કહી તેમણે દિદિને ધમકાવી નાખ્યાં.

દિદિ કંઇ બોલી નહિ.

પછી મારી સામે જોઈ દાદાબાબુએ કહ્યું: 'આ દરવાજામાંથી બહાર નીકળીએ કે તરત ગાડી મળશે, ખરું ને ભાઇ?—છોકરીની જાત, કશું સમજે નહિ—એમને કમાવા જવું પડતું હોય તો ખબર પડે!'

મેં દિદિની સામે જોઇને કહ્યું: 'ચિંતા શું કરવા કરો છો? હું છું ને, આટલો સામાન તો હું એકલો બહાર કાઢી દઇશ.'

દિદિ કંઇ પણ બોલ્યા વગર, માત્ર મૂગા મૂગા મારા મોં સામે જોઈ રહ્યાં. એ દૃષ્ટિનો અર્થ એ હતો કે આ લોકો સ્વાર્થી છે, એ લોકો તારો જ પાસે બધો બોજો ઉંચકાવશે, થોડાક પૈસા બચાવવા વાસ્તે. તું ઉંચકતો નહિ !'

મેં જરા હસીને દાદાબાબુને કહ્યું: 'કેમ, શું કહો છો ?'

બીડીના ઠુંઠામાંથી છેલ્લો દમ ખેંચી દાદાબાબુ હસી પડયા. વિકટ અને બિહામણું એ હાસ્ય હતું. પછી જે સામાન કુલીએ પડતો મૂકયો હતો તે બધો મારા ખભા પર ચડાવતાં ચડાવતાં તેમણે કહ્યું: 'સમજ્યોને ભાઈ, બૈરીની જાત—કશું સમજે કરે નહિ; મિત્ર-ધર્મ જેવી કોઈ જ ચીજ એમનામાં હોતી નથી !'

કંઈ પણ બોલ્યા વગર મેં માત્ર દિદિ સામે નજર કરી લીધી. અપમાનના દુ:ખથી તેમનું મોં કાળું પડી ગયું હતું.

હું મૂગો મૂગો મારો બિસ્તરો અને પેટીની સાથે બધો સરસામાન ઉપાડી બહાર નીકળી ગયો. દાદાબાબુએ એક ટાંગો લઈ આવી તેમાં બધો સામાન ભરી દીધો. પછી મારો બિસ્તરો ને નાનકડી પેટી મારા હાથમાં પકડાવી દઇ, દિદિ અને દિદિની નણંદને લઇને ગાડીમાં જઈ બેઠા.

ગાડી ચાલી. સરસામાનથી ગાડી ભરાઈ ગઇ હતી—પગ રાખવાની યે જગા નહોતી. એમાં જેમ તેમ કરી બેસીને એક બીડી ચેતાવતાં ચેતાવતાં દાદાબાબુએ કહ્યું: 'મળતા રહેજો, ભૈયા, અમને પર ન સમજશો !'

તેના જવાબમાં મેં માત્ર બે હાથ જોડી પ્રણામ કર્યા. મારા મોંમાંથી એક અક્ષરે નીકળ્યો નહિ. ધૂળ ઉડાડતી ઉડાડતી તેમની ગાડી ભીડમાં અદૃશ્ય થઇ ગઈ.

: ૧૦ :

નાનકડી પેટી હાથમાં લઈ, અને બિસ્તરો બગલમાં મારી હું એકલો જ કોઈ આશ્રમની શોધમાં નીકળી પડયો. પણ જવું કંઇ તરફ? જે તરફ નજર કરું તે તરફ ભીડ જ ભીડ માણસોનો જાણે મહાસાગર! એ પહાડોથી ઘેરાયેલા નાનકડા સ્થળની અંદર જાણે અસંખ્ય માણસોનાં માથાં ફરતાં હતાં!

ભીડમાંથી રસ્તો કાઢતો કાઢતો હું એક રસ્તે થઇને સીધો ગંગાને કિનારે આવી પડયો. મારી આગળના જાત્રાળુઓ ઓચિંતાના બૂમ પાડી ઊઠ્યા: 'નીલધારાકી જે! ગંગામાઈકી જે!'

તેમનો ભક્તિભર્યા કંઠનોએ ઉલ્લાસ ધ્વનિ સાંભળી હું તાબડતોબ તે તરફ આગળ વધ્યો. પછી મેં જે દૃશ્ય જોયું તે હું જીવનમાં કદી નહિ ભૂલું.

આંખો ઠરી ગઈ. સ્વચ્છસલિલા, કુલકુલનિનાદિની ગંગા, બેય કાંઠા છલકાવીને, યૌવનની ભરતીમાં મસ્ત બની વહી જતી હતી. એનું

આવું રૂપ મેં અગાઉ કદી દીઠું નહોતું. તેથી નવાઈ પામી હું એ તરફ જોઈ રહ્યો.

સામી પારે શ્યામલી વનરેખા હતી, પાછળ નાગો પહાડ ઊભો હતો, અને અંદર અસંખ્ય માણસોનો કોલાહલ થતો હતો! આ પાર, પેલી પાર, સામે પાછળ, વાટે ને ઘાટે, ઘરોમાં ને ઘરોની બહાર સર્વત્ર માણસો જ માણસો હતા! આટલાં માણસો એકી સાથે મેં કદીયે ક્યાંયે દેખ્યાં નહોતાં. જાણે આખો હિંદુસ્થાન ભેગો થયો હતો અને મારી સામે આવી ઊભો હતો—એકેએક પ્રાન્તનાં માણસો અહીં હતાં. પંજાબી, મરાઠી, ગૂજરાતી, મારવાડી, બંગાળી, મદ્રાસી, ઉડિયા વગેરે સ્ત્રી પુરુષોનો અભૂતપૂર્વ મેળો હતો. આવો મેળો હતો. આવો સાર્વજનિક જનસમાગમ હિંદુસ્થાનના બીજા કોઇ પણ ઉત્સવમાં ભેગો થતો નથી.

વળી જટાધારી, ભસ્માંકિત સંન્યાસીઓનો પણ પાર નહોતો. એમ કહેવાય છે કે ગમે તેવા મહાન તપસ્વી હોય અને ગમે તેવી દુર્ગમ ગુફામાં રહેતો હોય, પણ તે યે આ કુંભમેળામાં ગંગાસ્નાન કરવા માટે આવે છે. એથી એ દિવસે પવિત્ર ગંગાનું જળ વિશેષ પવિત્ર બની જાય છે. અને તેમાં સ્નાન કરી સંન્યાસીઓ પણ પોતાનાં પાપને ધોઇ નાખે છે.

ગમે તેમ હો—આ ભીડમાં ક્યાં આશ્રય મળશે એનો વિચાર કરતો કરતો હું આગળ ચાલ્યો.

મેં સાંભળ્યું હતું કે ભારતવર્ષનાં તમામ તીર્થોમાં અહીં સૌથી વધારે ધર્મશાળાઓ છે. સાડી ત્રણસોથી યે વધારે હશે. અને થોડીવાર પછી એનું પ્રત્યક્ષ પ્રમાણ પણ મને મળ્યું. મોટી મોટી હવેલીઓ હતી, અસંખ્ય ઓરડીઓ હતી—કોઇ ગંગાને કિનારે તો કોઇ રસ્તાની ઉપર. ધર્મશાળાઓ સુન્દર હતી. ઊંચા દરવાજા હતા. પથ્થરનું બાંધકામ હતું. કોઇને ત્રણ માળ હતા, તો કોઇને ચાર માળ હતા.

હું એક પછી એકમાં તપાસ કરતો કરતો ચાલ્યો, પરંતુ ક્યાંય તસુ જેટલી યે જગા મળી નહિ. બધે જ જાત્રાળુઓ હતા. વધારાના જાત્રાળુઓ, ઓરડીઓમાં કે ઘરોમાં રહેવાનું મળવાની વાત તો દૂર રહી, પણ પરસાળમાં, આંગણામાં, વરંડામાં, વાડામાં, ગમે ત્યાં પડી રહ્યા હતા.

સુડતાલીસ ધર્મશાળાઓમાં હું ફર્યો. ક્યાંયે જગા મળી નહિ. સાત વાગે નીકળ્યો હતો, બાર વાગી ગયા. ભૂખ અને ઊંઘથી આખું શરીર ભાંગી પડતું હતું. પરંતુ જગા ક્યાં હતી? જવું ક્યાં? નાના નાના તંબુઓ અને છાપરાંનો પાર નહોતો, ખેતરોમાં, રસ્તા પર, અને બગીચાઓમાં પણ તંબુ ને ખડનાં છાપરાં હતાં. પરંતુ તેમાંનું એકે ખાલી નહોતું—બધાં ભાડે અપાઈ ગયાં હતાં.

શું કરવું તેનો વિચાર કરતો કરતો જતો હતો એવામાં જોયું તો એક બંગાળી ગૃહસ્થ પોતાની સ્ત્રીને લઈને સરકારી પેશાબખાનાની ભીંત સરસા કટાણું મોં કરીને બેઠેલા હતા.

મેં કહ્યું: 'દાદા, આટલામાં ક્યાંક રહેવાની જગા બતાવી શકશો?'

જવાબમાં તેઓ જાણે મને મારવા ઊઠયા. દાંત ભચડીને તેમણે કહ્યું: 'બતાવી શકતો હોત તો હું પોતે જ અહીં નરકના મોંમાં આખી રાત પડયો રહ્યો તે પડયો રહું ખરો? સવારનો મારો માણસ જગા શોધવા ફરે છે, પરંતુ હજી એ આવ્યો નથી.'

પછી તેમણે સ્ત્રીની સામે જોઈ કહ્યું: 'તે જ વખતે મેં કહ્યું હતું કે આગળથી રહેવાની ગોઠવણ કર્યા વગર જવું ઠીક નથી, ત્યાં જગા નહિ મળે. પણ મારું માન્યું નહિ, એનું ફળ જોયું ને કેવું મળ્યું તે? બૈરીની બુદ્ધિએ જ્યારે કંઈ કામ કરું છું ત્યારે આવી દશા થાય છે! છિ! છિ! છિ! છિ!'

મેં વિનયપૂર્વક કહ્યું: ' તંબુ બંબુ બધા બરાબર જોયા ? '

' નાને મોઢે મોટી વાત કરવી રહેવા દે હવે ! હું રિટાયર્ડ ડેપ્યુટિ છું. તારી પાસેથી બુદ્ધિ વેચાતી લેવાની મારે જરૂર નથી, સમજ્યો ! '

આમ કહી તેમણે મારો એવો તિરસ્કાર કર્યો કે હું કંઇ પણ બોલ્યા વગર કે પૂછ્યા વગર, ફરી રસ્તે પડયો.

પૂંઠળ ફરી જોતાં મેં એ ગૃહસ્થને ફરી બોલતા સાંભળ્યા: ' ચાર માણસને રહેવાના એક તંબુના મેં એક સો રૂપિયા લગી આપવાનું કહ્યું, પણ બધા આગળથી બંધાઇ ગયા છે ! રામ ! રામ ! બૈરીની બુદ્ધિએ ચાલવાથી માણસની આવી દશા થાય છે ! '

સાથે સાથે એક જાડો ને ભાંગેલો નારી કંઠનો ઝણકાર કાને પડયો: ' ઓહો ! બૈરી ઉપર બહુ દાઝ લાગે છે ! પણ યાદ રાખજો કે આ બૈરી હતી એટલે આ અવતાર તો તરી ગયા છો, બાકી પેલી ટેંપીની માના જેવી મળી હોતને, તો ખબર પડતે ! '

એપ્રિલ મહિનો હતો. બંગાળ દેશમાં તે વખતે ખૂબ જ ગરમી પડતી હતી, પણ અહીં ભયંકર ઠંડી હતી. તેમાં યે લોકોને અહીંતહીં આવી દશામાં પડેલાં જોઈ મને થયું, હાય રે ! આપણી આ દશા ! આપણે ગર્વ કરીએ છીએ કે અમારો દેશ વિદ્યામાં, બુદ્ધિમાં, શિક્ષણમાં ને સભ્યતામાં ખૂબ આગળ વધી ગયો છે, પરંતુ મને લાગે છે કે સો વરસ પહેલાં એ જેવો હતો, તેવો જ અત્યારે પણ છે. પુણ્ય કમાવાના લોભે માણસની કેવી દશા થાય છે ! ઠંડી ગરમી જોવાતી નથી, સ્થાન અસ્થાન જોવાતું નથી, નરનારીની મર્યાદા રહેતી નથી, માનસન્માનનો પણ ખ્યાલ સૌ ભૂલી ગયાં છે. જાણે બધાં એક જ પુણ્યતિથિની આતુર બની રાહ જોઈ રહ્યાં છે; અને હજી તો એ સ્નાનને ત્રણ દિવસ બાકી છે ! શું થશે ? મને ક્યાં જગા મળશે ?

એક વખત તો મને થઈ ગયું કે છટ, પાછો જ ઘેર જતો રહું. વૃંદાવનમાં મેં મારી વીંટી વેચી નાખી હતી. એટલે મારી પાસે હજી પાછા જવા જેટલા પૈસા હતા.

પરંતુ તે વખતે મારું આખું શરીર એવું થાકી પડયું હતું કે એને આરામની જરૂર હતી. તેથી ગંગાના એક ઘાટ પર ચુપચાપ કેટલીક વાર સુધી બેસી રહ્યો. પછી ઠંડા પાણીથી હાથ મોં ધોઇ એક ખાવાનાની દુકાનમાં જઈ કંઇક પેટમાં નાખી, પાણી પી, ફરી મેં આશ્રયની શોધમાં ફરવા માંડયું.

આ વખતે હું સીધો ગંગાને કિનારે કિનારે પૂર્વ તરફ ચાલ્યો કંખલ તરફ. લાલ રંગનો પુલ વટાવી આગળ ગયો. અહીં પણ ભીડ ઘણી હતી, પણ 'હરકી પિયારી' ઘાટ પછી જરા ઓછી થઈ. રસ્તાની બે તરફ બગીચા વધારે હતા એમ લાગ્યું. કોઈ કોઇ બગીચામાં તંબુ-ઓની હાર હતી, તો કયાં કયાંક નાનાંનાનાં ખડનાં ઝૂંપડાં હતાં. પાકા રસ્તાની બંને બાજુએ અનેક જાતની કામચલાઉ દુકાનો હતી, કોઇ પતરાંની હતી, તો કોઈ કેવળ વાંસ પાંદડાંની હતી! મોટા ભાગની દુકાનો ખાવાનાની હતી, કોઈમાં દૂધ દહીં મળતાં હતાં, તો કોઈમાં પૂરીકચોરી મળતી હતી, તો કોઈમાં ભાત શાક પણ મળતાં હતાં—કયાંક વળી ગરમ ફૂલકા અર્થાત્ લોટની રોટલીઓ પણ મળતી હતી, આ ઉપરાંત કાપડની પણ દુકાનો હતી, તેમાં ઘણું ખરું સસ્તુ જાપાની કાપડ વેચાતું હતું.

જમણી તરફ આંબાવાડિયાની અંદર પથરા ગોઠવીને કોટડીઓ કરેલી હતી. એ બધા ગંગાના જ પથરા હતા. રામકૃષ્ણ મિશન, ભારત સેવાશ્રમ સંઘ, પ્રવર્તક સંઘ, વગેરે જગાએ લોકોની પુષ્કળ ભીડ હતી. ત્યાં ઘણા બંગાળીઓનો ભેટો થઈ ગયો.

પરંતુ જેને આશ્રય માટે પૂછું તે કહેઃ મશ્રાય. એ વાત ન કરશો ! રોજ અહીંથી હજારો માણસો પાછા જાય છે.

છેવટે કંખલની બીજી બે ત્રણ ધર્મશાળાઓમાં ફર્યો, પણ જગા ન મળી ત્યારે નિરાશ થઇ પાછો 'હરકી પિયારી' તરફ વળ્યો.

કંખલ તરફ મિશન અને સંઘો ઘણા હતા. સાધુ સંન્યાસીઓની ભીડ પણ એ તરફ વધારે હતી, એટલે મારા જેવા ઘોર સંસારી માણસોને ત્યાં સ્થાન નથી કહીએ તો ચાલે. એકેએક સંપ્રદાયનું નામ લાલ અક્ષરે લખેલું હતું ને એકેએક બાગના દરવાજે લટકતું હતું. હિંદુઓમાં આટલી જાતના સંઘ હશે, ને આટલા સંપ્રદાયો હશે એ આ પહેલી જ વાર મને જોવા મળ્યું. ખાસ તો એ કે બધું છોડીને જેઓ સંન્યાસી બન્યા છે તેમનામાં પણ આવાં તડ છે, આ પંથ છે; એ જોઇ મારું મન ખાટું થઇ ગયું. જેઓ આખા હિંદુસ્તાનને, ખાસ કરીને હિંદુઓને એકતાથી બાંધીને એક અખંડ સામ્રાજ્ય ખડું કરવાની કલ્પનાઓ કરે છે, તેમને બોલાવી આ બતાવવાનું મને મન થયું. મને થયું કે એમને આ બતાવીને પૂછું કે આપણે ક્યાં છીએ ? ધર્મના નામે, અને પુણ્યના લોભે, આપણે તીર્થસ્થળમાં આવીને પણ એકત્ર થઇ શકતા નથી—એ આપણા લોકોની વિશેષતા છે. જેઓ સંસારનું નામ મોઢે આણવું એને પાપ સમજે છે, જેમના દેહમાં સુદ્ધાં કયાંય આસક્તિનું નામનિશાને નથી—કોઇ કેવળ કૌપિનધારી છે, કોઇ અડધા નાગા છે, તો કોઈ પૂરા નાગા છે—એમનામાં પણ જો આવો ભેદભાવ હોય તો પછી ઘરબારી લોકોની પાસેથી આપણે બીજી શી આશા રાખી શકીએ ?

અહીં મને એક પ્રસંગ યાદ આવે છે.

એક દિવસ હું રીક્ષામાં બેસીને કલકત્તામાં ક્યાંક જતો હતો. તે વખતે સાંજ પડી નહોતી, પણ પડવાની તૈયારી હતી. દોડતાં દોડતાં અચાનક એક જગાએ આવીને રીક્ષાવાળો થંભી ગયો. મેં કહ્યું : 'શું થયું રે!' તેણે કહ્યું : 'આવું છું, બાબુ!'

આમ કહી ફૂટપાથ ઉપર બેસી એક મોચી કંઈક ખાતો હતો તેની પાસે તે ગયો., અને તેના ભાણામાંથી થોડું લઇ મોંમાં નાખી પાછો આવ્યો, ને રીક્ષા હાથમાં લીધી. તે વખતે મુસલમાનોના રોજા ચાલતા હતા એ મને યાદ આવ્યું. તેથી મેં રીક્ષાવાળાને પૂછ્યું:

'એ તારો કોઇ સગો છે?'

રીક્ષાવાળાએ કહ્યું : 'કોણ?'

'જેની પાસેથી તેં હમણાં ખાધું તે? એ તારો કોઇ સગો સંબંધી લાગે છે!'

રીક્ષાવાળાએ ખૂબ સહજ અને સરળ ભાવે જવાબ દીધો: 'એ મારો મુસલમાન ભાઈ છે!'

આ શબ્દો સાંભળતાં જાણે કોઇએ મારી પીઠ પર જોરથી ચાબૂક લગાવી દીધો હોય એવું મને લાગ્યું! આ અભણ રીક્ષાવાળામાં જે જાતિ-અભિમાન છે, તેટલું આપણામાં નથી!

તે દિવસે મને ખબર પડી કે કેમ આપણું અધ:પતન થઈ રહ્યું છે, અને બીજા લોકો આગળ આવી રહ્યા છે. ખરેખર જેમનું સંખ્યબળ આટલું મોટું છે તે લોકો કેમ આજે આટલા પાછળ પડી ગયા છે તેનો હું વિચાર કરવા લાગ્યો. એક મુસલમાનનું દુ:ખ જોઈ લાખો મુસલમાનોના દિલમાં દુ:ખ થાય છે, એક મુસલમાન ઉપર જુલમ થાય તો બધા ઊકળી ઊઠે છે. એમાં ન્યાય, અન્યાય જોવાનો નથી, એ વાત પછી! અત્યારે તમારો ભાઈ જોખમમાં છે, પહેલાં એને

બચાવી લેવો, પછી હકીકત પૂછવાની. આ એમની નીતિ છે. અજબ વાત ! એ વાત ભૂલવાની નથી કે જેઓ અન્યાયનો બચાવ કરવા લાઠી ઊપાડે છે તેઓ ન્યાયના બચાવમાં પણ લાઠી ઉપાડી શકે છે, અને કદાચ વધારે મક્કમપણે ઉપાડી શકે છે.

આવા વિચારો કરતો કરતો જતો હતો એવામાં એક પૂર્વ બંગાળના માણસનો ભેટો થઈ ગયો. હું કંઇ બોલું તે પહેલાં જ તેણે કહ્યું :

'કેમ મશાય, ક્યાં ચાલ્યા ?'

એનો અવાજ સાંભળી મને લાગ્યું, જાણે તે મારી મશ્કરી કરે છે. તેથી કંઈપણ જવાબ આપ્યા વગર મેં વધારે જોરથી પગ ઉપાડયો. ભૂખ, તરસ અને થાકથી તે વખતે મારું શરીર તૂટી પડતું હતું; તેમ છતાં સવારનો હું આશ્રય વગરનો અહીંથી તહીં ભટકતો હતો.

વળી તેણે કહ્યું: ' અરે ભાઇ, મારા પર શું કરવા ચીડાઓ છો ?' માણસ બહુ ભલો લાગ્યો. એના મોં પર પૂર્વબંગાળની સરળતાની છાપ હતી. પાછળથી મારા ખભા પર હાથ મૂકી તેણે સ્નેહથી કહ્યું: 'જગા નથી મળતી તો એમાં હું શું કરું ?—સવારના કંઈ નહિ તો અઢીસો બંગાળીઓ પાછા ગયા હશે. તે આટલું મોડું શું કરવા કર્યું, ભાઈ ?'

મેં કહ્યું: 'મોડું ? હજી તો ત્રણ દિવસ બાકી છે.'

'હો—સાત સાત દિવસથી અહીં જગા મળતી નથી.'

મેં કહ્યું: 'ચૂલામાં ગઈ જગા, મારે એ નથી જોઇતી. હું કંઈ સ્ત્રીઓની પેઠે પુણ્ય કમાવા નથી આવ્યો—હું તો આવ્યો છું મેળા જોવા. એ કામ પતી ગયું છે, એટલે હવે સાંજની ગાડીમાં અહીંથી પાછા જતા રહેવાનો વિચાર કરું છું.'

પાન ખાવાથી લાલ બનેલા દાંત દેખાડી તેણે કહ્યું: 'કેમ, કેમ? જતા કેમ રહેવું છે? મેળો જોવાનું કહો છો?—તો એટલામાં જતા રહેવાનું કેમ કહો છો?'

મેં નવાઇ પામી પૂછ્યું: 'એટલે! મારે અહીં રહેવું ક્યાં!'

'અરે ભાઈ, હું રહેવાનું કહું છું ત્યારે કંઇક જગાનું ઠેકાણું હશે તો જ કહેતો હોઇશને?'

આમ કહી તેમણે મોં પર અદ્‌ભુત હાસ્ય આણ્યું.

હવે મારા જીવમાં જીવ આવ્યો!

મેં કહ્યું: 'સાચું કહો છો જગા છે?'

તેમણે કહ્યું: 'ના, ના, જગા નથી, પણ તમારે માટે થોડી કરી આપીશ. તમે મને પકડ્યો છે, એટલે હવે ચિંતા ન કરશો.'

આ પછી તેમણે જે કહ્યું તેનો સાર એ કે જગા વાસ્તે અનેક માણસો તેમની ખુશામત કરે છે, પરન્તુ તેઓ કોઇને આપતા નથી, પરન્તુ મને કલકત્તાનો જાણીને મારા પર તેમને લાગણી થઇ આવે છે.

પછી મારા કાનમાં મોં ઘાલી તેમણે કહ્યું: 'વીસ રૂપિયા આપો તો ગોઠવણ થશે.'

હાય બાપ! આટલા રૂપિયા લાવું ક્યાંથી! મારી પાસે તે વખતે બહુબહુ તો પંદર રૂપિયા હતા. ગજવામાં હાથ નાખી જોઇ લીધું કે રૂપિયા છે કે નહિ. પછી મનમાં મનમાં વિચાર કરવા લાગ્યો કે શું કરવું?

એટલામાં તેમણે કહ્યું: 'ભલેને, પછી આપજો—અત્યારે જ આપવા એવું મેં કહ્યું નથી.'

હાશ, બચી ગયો! કંઇક આશ્રય તો મળી ગયો, રૂપિયાની વાત પછી જોઇ લેવાશે.

આમ વિચાર કરી હું તે વખતે તો ખુશ થયો.

પછી એ ગૃહસ્થ મને સાથે લઈ 'ગંગા ભાગીરથી' ધર્મશાળાના દરવાજામાં દાખલ થયો. ખૂબ સરસ બગીચો હતો. ડાળે ડાળે ફળ ઝૂલતાં હતાં. જમણી તરફ પાણીના કુંડ હતા. ઘાણીના બળદની પેઠે એક બળદ ચક્કર ચક્કર ફરતો હતો, અને ઊંડા કૂવામાંથી પાણી નીકળી લોઢાના પાવડાઓમાં ભરાઇને કુંડોમાં પડતું હતું. સામે એક ખુલ્લું મેદાન હતું. મેદાનની વચમાં હારબંધ તંબુ નાખેલા હતા. તંબુ એટલા નીચા હતા કે માથું નમાવીને અંદર પેસવું પડે.

એવા એક તંબુમાં દાખલ થઇ તે ગૃહસ્થે મને કહ્યું: 'અહીં અમે પાંચ જણા છીએ, તોયે એક જણની હજી જગા છે.'

એક જણની હજી જગા ક્યાં છે એ ખબર ન પડવાથી મેં એમની સામે જોયું.

'તમે ત્યાં બિસ્તરો તો નાખો!' આમ કહી તેમણે મને એક કલ્પિત જગા બતાવી દીધી.

જમીન ઉપર ઘાસ નાખી સૌએ પોતપોતાનો બિસ્તરો બિછાવ્યો હતો, પરંતુ જગા એટલી ઓછી હતી કે જેમતેમ કરીને મેં ત્યાં લંબાવ્યું. પેટી ઓશીકે મૂકી સાંકડમાંકડ પથારી કરી હું લાંબો થઇને પડયો.

થોડીવાર પછી એ ગૃહસ્થ આવીને બોલ્યા: 'મારું નામ રોહિણી સેન. અહીં બધા મને ઓળખે છે. હું પંદર દિવસથી અહીં આવેલો છું. ચાલો, તમને પાયખાનું બતાવી દઉં.'

આમ કહી મને સાથે લઈ જઇ તેમણે બધું બતાવી દીધું. પછી બોલ્યા: 'હવે પહેલાં તો બ્રહ્મકુંડમાં સ્નાન કરી લો; પછી અહીં

વીશી છે. ત્રણ આનામાં તો સરસ ખાવાનું મળી જશે. પણ વીશી શુદ્ધ નિરામિષ છે, માછલીબાછલી અહીં નહિ મળે! હું બંગાળી માણસ, કેટલાયે દિવસથી માછલી વગર મારું પેટ બગડી ગયું છે. પણ જરા થી દૂધ વધારે ખાજો—એટલે ચાલી જશે.'

મેં કહ્યું: ' માછલી નહિ મળે તો એથી મને કંઇ અગવડ પડવાની નથી—મને નિરામિષ ખોરાક બહુ ગમે છે.'

પછી મેં કહ્યું: ' વારૂ, રોહિણી બાબુ, આજે અહીં જ સ્નાન કરી લઉં તો, કાલે બ્રહ્મકુંડ જવાશે, શું હરકત છે ? '

તેમણે વચમાં જ કહ્યું: ' ના, ના, એ નહિ બને. પહેલે જ દિવસે બ્રહ્મકુંડમાં સ્નાન કરવું જોઇએ. આટલા પૈસા ખરચીને આવ્યા જ છો તો પછી એટલું પુણ્ય શા સારૂ જવા દેવું ? એ પૈસામાં કોઈના ભાગમાં ટાંગો કરી લો કે ' હરકી પિયારી ' ઘાટ સુધી લઈ જશે. આટલું મોડું થયું છે, તો પંદર મિનિટ ખાવાનું મોડું થશે, એ જ ને ! ઊપડી જાઓ ! '

આમ કહી તેમણે જાણે બળજબરીથી જ મને બ્રહ્મકુંડ તરફ ધકેલ્યો.

ગમે તેમ પણ હું હિંદુનો છોકરો છું. મોઢે ભલેને કહું કે હું માત્ર મેળો જોવા જ આવ્યો છું, પણ પુણ્યાર્જનની તકને ઉડાવી દઇ શક્યો નહિ. પેટીમાંથી ટુવાલ કાઢી, કોઇના ભાગમાં ટાંગો કરી લઈ હું બ્રહ્મકુંડ તરફ ગયો.

મહાદેવનું સંગીત સાંભળી જ્યારે વિષ્ણુનું શરીર ગળીને પાણી થઇ ગયું ત્યારે બ્રહ્માએ તે વિષ્ણુનું પ્રવાહી શરીર પોતાના કમંડળમાં ભરી લીધું. પછી ગંગાનું રૂપ ધારણ કરી, ભગીરથની કઠોર તપસ્યા જોઈ, એ જળે બ્રહ્માના કમંડળમાંથી અહીં અવતરણ કર્યું, તેથી આનું

નામ બ્રહ્મકુંડ છે. અહીં સ્નાન કરવાથી માણુસનાં બધાં પાપ ધોવાઈ જાય છે, અને તેનો ફરી જન્મ થતો જ નથી.

ગમે તેમ હો, પણુ તે વખતે ઘાટ પર ન્હાનારાઓની બહુ ભીડ નહોતી. 'હર કી પિયારી' ઘાટથી પુલ ઊતરી, હું કલૉક ટાવરની નીચે જઇને ઊભો. આજુબાજુ કેટલાંક સ્ત્રીપુરુષો સ્તવન પાઠ કરતાં કરતાં સ્નાન કરતાં હતાં. મેં ત્યાંથી એકવખત ચારેકોર નજર કરી લીધી.

કેવું અદ્‌ભુત દૃશ્ય! આગળ, પાછળ, ડાબા, જમણા—જે તરફ આંખ ફેરવો તે તરફ માત્ર પહાડ જ પહાડ એકએકથી ઊંચાં શિખરો લઇને ઊભા હતા! મને થયું જાણે હિમાલય સ્નેહાળ પિતાની પેઠે મુગ્ધ દૃષ્ટિએ, પોતાની રમતિયાળ લાડવઇ દીકરી ગંગા તરફ જોઈ રહ્યો છે!

બ્રહ્મકુંડ તરફ નજર વાળી લઇ, ગંગા તરફ જોતાં જ હું વીજળીના સ્પર્શથી ચમકું તેમ ચમકી પડ્યો. આ શું! હું તે સ્વપ્ન જોઉં છું કે સત્ય જોઉં છું તે જ સમજાયું નહિ. આ વીસમી સદીમાં આટલાં સ્ત્રીપુરુષોના દેખતાં, ધોળે દિવસે શું આ સંભવિત છે! આંખે હાથ ફેરવીને ખાતરી કરી કે આંખો છે કે નથી! આંખો તો છે જ. તો પછી હું જે મારી સામે જોઈ રહ્યો છું તે સત્ય છે! બે સ્ત્રીઓ—એકની ઉંમર લગભગ ચોવીસની હશે, ખુલતા પાયજામા ઉપર, તેણે સદરો પહેરેલો હતો અને માથા પર ઓઢણી ઓઢેલી હતી. તેનો પોષાક સામાન્ય સફેદ કપડાંનો હતો, પગમાં સાધારણુ જોડા હતા. પરંતુ બીજી બાઇના માથા પર છેડો નહોતો, લાંબી વેણી લટકતી હતી; કીંમતી મખમલનો રંગીન પાયજામો ને સદરો તેણે પહેરેલો હતો, અને પગમાં જરીનાં પગરખાં હતાં. ઉંમર પંદર સોળ વરસની હશે. તરુણી કન્યા! કદાચ બન્ને બહેનો હશે. ચહેરા પરથી કાસ્મીરી લાગતી હતી.

તરૂણીએ મારી સામે જોઈ પહેલાં તો પગમાંથી પગરખાં કાઢી નાખ્યાં, પછી સદરાનાં બટન ધીરેધીરે ખોલી નાખી, સદરો માથેથી ઉતારી નાખ્યો, અને તે પછી સૌથી વધારે નવાઇ જેવું તો એણે એ કર્યું કે સહજ સ્વાભાવિકપણે, અને નિઃસંકોચપણે નિર્વિકાર ચિત્તે પાયજામો પણ કાઢી નાખ્યો ! પછી એવી જ અવસ્થામાં ઊભાં ઊભાં એક બારીક કકડો આખા શરીરે લપેટી લઈ તે પાણીમાં ઊતરી. સ્નાન પૂરું કરીને બરાબર પહેલાંની જ પેઠે, પહેલાં તેણે તે કકડો ફેંકી દીધો, ને પછી એકએક બધાં કપડાં પહેરી લીધાં.

કાશ્મીરી કન્યા, અને તેમાં યે પંદર સોળ વરસની યુવતીના નગ્ન દેહનું વર્ણન કરવાની શક્તિ મારામાં નથી, અને કોઇ કલાકારમાં છે કે કેમ તે વિષે મને સંદેહ છે! રાફેલ, માઇકલ એંજેલો અને દ વિન્સીની ચિતરેલી નારીદેહની સંપૂર્ણતા વ્યક્ત કરતી અનેક છબીઓ મેં જોઈ છે, વળી ટિસિયન અને રેમ્બ્રાન્ટની પીંછીનું અદ્‌ભુત રૂપ પણ મેં જોયું છે, પરંતુ હું હિંમતથી કહી શકું છું કે એ બેયની એ શક્તિનું સંમિશ્રણ કદાચ થાય તો પણ મેં જે સ્વરૂપ જોયું છે તેની તુલનામાં નહિ આવી શકે. જાણે એ સ્વચ્છ જલરાશિમાંથી કોઇ જલપરી નીકળી આવી હોય એવું મને લાગ્યું. એના આખા શરીરમાં નૂતન અરૂણોદયનો પ્રકાશ હતો, આંખોમાં કાશ્મીરી સરોવરની આસમાની શોભા હતી, છાતીમાં અસંખ્ય ગુલાબથી મંડિત પર્વત શિખરની કઠીન કોમલતા હતી.—જાણે એ પોતાના શરીરના અણુ પરમાણુમાં સમસ્ત કાશ્મીરને ભરી લાવી હતી. એનું રૂપ જોઈ નશો ચડે, માથું ભમવા માંડે, પુરુષ ભાન ભૂલી જાય.

કેટલીવાર હું એની સામે જોઈ રહ્યો તેની મને ખબર નથી. તોપણ એના જતા રહ્યા પછી યે ઘણીવાર સુધી હું ત્યાં બેઠો હતો.

ન્હાવાની વાત હું ભૂલી જ ગયો હતો, અને ખાવાનું યે હવે મન થતું નહોતું. તેથી જેવો કોરો ટુવાલ લઈને આવ્યો હતો, તેવો જ, કોરો ટુવાલ બગલમાં નાખી હું મારા તંબુમાં પાછો ફર્યો, અને લાંબો થઈને સૂઈ ગયો.

આંખો ઊઘડી ત્યારે સાંજ પડવા આવી હતી, અને આખું શરીર ભૂખ ભૂખ કરતું હતું.

કામળો શરીરે વીંટાળી બહાર નીકળતો હતો ત્યાં રોહિણી બાબુ આવી ચડયા ને બોલ્યાઃ 'કેમ ભાઈ, કેવું પુણ્ય થયું?'

મેં કહ્યું: 'અકલ્પ્ય! આવું સૌભાગ્ય જીવનમાં ફરી કદી મળશે કે કેમ તે વિષે સંદેહ છે. તે માટે તમારો ખૂબ ઉપકાર માનું છુ.'

તેઓ જોરથી હસી પડી બોલ્યાઃ 'જોયુંને, તમે તો પહેલાં જવાની જ ના કહેતા હતા. પણ વૃદ્ધસ્ય વચનમ્ ગ્રાહ્યમ્—ઘરડા માણસોનું માનીએ તો લાભ જ થાય. નુકસાન ન થાય.'

બોલતાં બોલતાં પોતાની રસિકતા પર તેઓ પોતે જ મુગ્ધ બની ગયા.

બીજે દિવસે બરાબર તે જ વખતે હું બ્રહ્મકુંડમાં સ્નાન કરવા ગયો. પરંતુ ઘાટ પર એવી ભીડ હતી કે જેમ તેમ જીવ બચાવી પાછો આવ્યો. બ્રહ્મકુંડમાં નહાવાનું પછી બન્યું જ નહિ. ત્યાં દરરોજના એક એક લાખ માણસો નાહવા ઊતરે છે એમ સાંભળ્યું.

સવારથી રાત પડતા સુધીમાં રોજની પચાસથી સાઠ સ્પેશિયલ ટ્રેનો હરદ્વારમાં આવતી હતી. હિંદુસ્તાનના ખૂણેખૂણામાંથી જાત્રાળુ-

એનો પોધ ઠલવાતો હતો. જણુસભાવના ભાવ વધી ગયા એ એનું પ્રત્યક્ષ પ્રમાણ.

પહેલે દિવસે દૂધ ચાર આને શેર હતું, પૂરી આઠ આને હતી. બીજે દિવસે દૂધના ૭ આના થયા, અને પૂરીના દશ આના થયા. ત્રીજે દિવસે દૂધના આઠ આના થયા, ને પૂરીના બાર આના થયા હવે માત્ર એક જ દિવસ બાકી હતો. અર્થાત્ કુંભમેળો આવતી કાલે હતો. આવડી નાની જગામાં એટલાં બધાં માણુસોનો મહાસાગર ઉમટ્યો હતો કે દૂરથી જાણે કોઈ બજારનો કોલાહલ સંભળાતો હોય એવું મધરાતની શાંતિમાં લાગતું હતું.

કુંભસ્નાનના આગલા દિવસે, હું કંખલમાં દક્ષપ્રજાપતિના ઘાટ પર તંબુના કેટલાક સાથીદારો સાથે સ્નાન કરવા ગયો હતો. આ ત્રણ દિવસમાં એમની સાથે મારે ઠીકઠીક પરિચય થઈ ગયો હતો.

સ્નાન સમાપ્ત કરી, કંખલનાં મંદિરોનાં દર્શન કરતા કરતા અમે બધા એક વીશીમાં જમવા માટે પેઠા. ચાર આના આપીને અમે દાળ, ભાત, ને શાક ખાધાં. પછી ભીડમાંથી રસ્તો કરતા કરતા, અમે અમારી ધર્મશાળાના દરવાજે આવી પહોંચ્યા ત્યારે બપોરના બાર વાગ્યા હતા.

દરવાજા આગળ એક અંધ ભિખારી ભીખ માગતો ઊભો હતો. એને આપવા માટે ગજવામાંથી પૈસો કાઢવા જતાં હું ચમકી પડ્યો! આ શું! મારું પાકીટ ક્યાં ગયું!

મેં મારા સાથીદારોને કહ્યું. તેમણે નિર્વિકાર ભાવે જવાબ દીધો: 'કોઈ ધાપ મારી ગયું. આટલી ભીડમાં પૈસા ગજવામાં રખાતા હશે, મશાય?'

મેં કહ્યું: 'હું તો હમેશાં આ રીતે પૈસા રાખતો આવ્યો છું. કદી યે કશું થયું નથી, ને આજે કેમ?'

સાથીદારોએ કહ્યું : 'એનો અર્થ એ કે ઘણા વખત પહેલાં ગજવું કપાવું જોઈતું હતું. પણ તમારા નસીબે ન કપાયું!'

મારું હૃદય હવે જોરથી ધબકવા લાગ્યું. જીભ સુકાઈ ગઈ. હમણાં જ રોહિણી બાબુને રૂપિયા આપવા પડવાના છે! ક્યારનો તેમને વાયદા દીધા કરું છું પણ આજે છૂટકો થવાનો નથી! મારી બધી મૂડી એ પાકીટમાં હતી! હવે શું થશે?'

સાથીદારોમાં એ મારી જ ઉંમરના હતા. તેમને મેં બધી વાત ખોલીને કહી.

તેમણે કહ્યું: 'અરે, ભાઈ, લાગ જોઈને છટકી જાઓ અહીંથી. આ ભીડમાં રોહિણી બાબુનો બાપ પણ તમને પકડી શકવાનો નથી. જોને, અમે જ તમારી પેટી અહીં લાવી આપીએ છીએ, તમારે અંદર આવવાની યે જરૂર નથી.'

મને એમ કરવું રૂચ્યું નહિ. હું હા ના કરતો હતો ત્યાં મારા સાથીદારોએ ફરીથી કહ્યું : 'નકામી ચિંતા શી કરવી? આવા દુઃખમાં આવી પડે તો બધા યે આવું કરે. તમે કંઈ જાણીબૂઝીને રોહિણી બાબુને છેતરવાનું કરતા નથીને, અને વળી એ માણસ એવો છે કે પૈસા લીધા વગર તે તમને જવા દે એવું ધારશો નહિ. એક પૈસો એના જીવ બરાબર છે!'

આ શબ્દોથી મને કાંઈક સાન્ત્વન મળ્યું એટલું મારે કબૂલ કરવું જોઈએ. જો કે મેં પહેલેથી મનમાં એવું નક્કી કરી રાખ્યું હતું કે રોહિણી બાબુને થોડા રૂપિયા આપીને વિનતિ કરીશ કે ગરીબ છું, વધારે આપી શકતો નથી. પરંતુ માણસ ધારે છે કંઈ, અને થાય છે કંઈ. મારી બધી ધારણા ધૂળભેગી થઈ ગઈ. એક દોકડો પાસે નથી. હું પૂરેપૂરો રસ્તાનો ભિખારી બની ગયો છું. એક તો પરદેશ છે, આત્મીય-

સ્વજન કે પરિચિત એવું કોઈ અહીં મળે નહિ. દેશમાં પાછા પણ કેવી રીતે જવું અને શું કરવું તેનો વિચાર કરતાં કરતાં મારું માથું ભમી ગયું. દેશથી હું લગભગ એક હજાર માઈલ દૂર આવી પડયો હતો.

મારા બે મિત્રોએ મારો બિસ્તરો ને પેટી તંબુમાંથી બહાર આણી આપ્યાં, અને થોડાક પૈસા પણ તેમણે મારા હાથમાં મૂક્યા, ને કહ્યું: 'ભીડ એવી છે કે એક વખત ગાડીમાં ચડી ગયા, પછી કોણ ટિકિટ માગવાયે આવે છે! તમે પાટાની પેલી બાજુથી ગાડીમાં ચડી બેસજો. બીવાનું શું છે? જુવાન છો, વળી એકલા છો. હાવડાની પહેલાં ગમે તે કોઈ સ્ટેશને ઊતરી પડજો, બસ! નીકળી પડો એકદમ, હવે મોડું ન કરશો.'

આમ કહી તેમણે જાણે બળજબરીથી મને ત્યાંથી ધકેલી કાઢયો.

હું પણ તેમને નમસ્કાર કરી સ્ટેશને જવા નીકળ્યો.

પણ ભારે થઈ ગઈ! હું ગમે તેટલો જોરથી પગ ઉપાડવાનું કરું પણ પગ ઊપડતા નહોતા. બે ડગલાં જાઉં અને પાછો ફરીને જોઉં! હમણાં રોહિણી બાબુ આવી લાગશે એવું જ મનમાં થયા કરતું હતું.

આવી રીતે ચાલતાં ચાલતાં પૂલ ઓળંગીને જ્યાં સામે કાંઠે પગ દઉં છું ત્યાં એકદમ ભીડમાંથી દોડી આવી કોઈએ જોરથી મારો ઝભ્ભો ખેંચ્યો. પાછું ફરીને જોઉં છું તો રોહિણી બાબુ!

એકદમ એમનું મોં ક્રોધથી લાલ લાલ થઈ ગયું હતું. પૂર્વ બંગાળની ભાષામાં તેમણે કહ્યું: 'કેમ, છટકી જવું છે કાં? રૂપિયા ધરી દે, રૂપિયા!'

ભયથી મારું આખું શરીર થર થર કાંપતું હતું. જીવ તાળવે ભરાયો હતો. જેમ તેમ કરી મેં રોહિણી બાબુનો હાથ પકડી લઈ કહ્યું: 'દાદા, મારું ખિસ્સું કપાઈ ગયું, બધા પૈસા ચોરાઈ ગયા! ઘેર

ગયા પછી બધા પૈસા તમને મોકલી આપીશ, કૃપા કરી મને તમારું સરનામું આપો!'

એક ગાળ દઇ તેઓ ચીસ પાડી ઊઠયા. પછી મારા ઝભ્ભાનો કાંઠલો પકડી ખેંચીને બોલ્યા: 'તારા જેવા ઘણા ઠગ જોયા છે—રૂપિયા ધરી દે, નહિ તો એક ડગલું યે ખસવા દેવાનો નથી.'

મેં કહ્યું: 'સાચું કહું છું, હું ઘેર જઇને તમારા રૂપિયા—'

તેમણે તરત જ કહ્યું: 'હવે જાણ્યું તું કેવું સાચું કહે છે તે. તારા પર વિશ્વાસ રાખી પહેલે દિવસે રૂપિયા ન લીધા, એટલે તું મારી આંખમાં ધૂળ નાખી છટકી જતો હતો! મેં તંબુમાં જઇને હમણાં જ તારી ખબર ન કાઢી હોત તો તું હાથ લાગવાનો હતો કે?'

જોતજોતામાં મારી ચારે તરફ ભીડ જામી ગઇ. બધા મને ચોર સમજી ઠઠ્ઠામશ્કરીઓ કરવા લાગ્યા. ટોળામાં અનેક દેશનાં અનેક સ્ત્રી-પુરુષો હતાં. હું શરમથી તેમની સામું મોં પણ ઊંચું કરી શકયો નહિ. કોઇએ કહ્યું: 'પોલિસને હવાલે કરો!' કોઇએ કહ્યું: 'બે પાંચ દઇ વાળો, હમણાં જ રૂપિયા નીકળી પડશે.'

પરંતુ કેટલાક બિહારી યુવકોએ આવીને મને પૂછયું: 'બાબુજી, આ શું છે?'

મેં તેમને બધી વાત માંડીને કહી. એક જગાનું ભાડું વીસ રૂપિયા સાંભળીને તેમણે કહ્યું: 'આ તો ખરી લૂંટ! એક આખા તંબુનું ભાડું પચીસ રૂપિયા છે, શું અમને ખબર નથી!'

તેમણે ઊલટો રોહિણી બાબુને ઠગ ગણ્યો. કહે: જાત્રા કરવાના નામે જાત્રાળુઓને છેતરીને પૈસા પેદા કરે છે—એને એક રૂપિયો યે આપશો.'

તેઓ મને આવો સદ્ઉપદેશ આપીને જતા રહ્યા.

રોહિણી બાબુનો ગુસ્સો હવે મારા પર પડેલાં કરતાં યે વધી ગયો. તેમણે હવે મને ફાવે તેવી સંભળાવવા માંડી.

એ સાંભળી ટોળામાંથી એક પ્રૌઢ વયના બંગાળી ગૃહસ્થે કહ્યું: 'વીસ રૂપિયા માગતાં તમને શરમ નથી આવતી? તમને કોણ બંગાળી કહે, તમને હિંદુ કોણ કહે? આવી રીતે અહીં જાત્રા કરવા આવ્યા છો!'

બીજો એક જણ બોલ્યો: 'જાત્રા બાત્રા કાંઇ નહિ, પારકાં ખિસ્સાં હલકાં કરાવવા આવ્યો છે.

મારી આગળ પાછળ અનેક બંગાળી સ્ત્રીપુરુષોની ભીડ થઇ ગઇ હતી. તેમાંથી એક જણે મને કહ્યું: 'મશાય, પાંચ રૂપિયાથી એક પાઇ પણ વધારે આપશો નહિ—જોઉં છું એ બેટા કેવી રીતે વસુલ કરે છે!'

રોહિણી બાબુનું મોં તે વખતે અપમાનથી ફૂલી ગયું હતું.

તિરસ્કારભર્યા અવાજે તેણે કહ્યું: 'એટલી લાગણી છે તો ગજવામાંથી પાંચ રૂપિયા કાઢીને વાત કરો ને! જોઉં તો ખરો કોને કેટલું લાગે છે તે!'

એવામાં કોઇએ જવાબ ન દીધો. કોઈ કંઇ બોલ્યું નહિ. એકએક બધા આડાઅવળા થઇ જવા લાગ્યા.

એવામાં ટોળામાંથી કોઈ બોલી ઊઠ્યું: 'હું આપું છું. ચાલો મારી સાથે.'

કંઠસ્વર સાંભળી હું ચમકી પડ્યો. માથું ઊંચું કરતાં જ જોઉં છું તો મારી સામે ઊભી હતી દિદિ!

રોહિણી બાબુને ખચકાતા જોઇ દિદિએ કહ્યું: 'આવો મારી સાથે, હું રૂપિયા આપું છું,—એ મારો ભાઇ છે.'

આમ કહી તેમણે આગળ આવી મારો હાથ પકડ્યો.

રોહિણી બાબુ હવે વાતને ફેરવી તોળતા હોય તેમ બોલ્યા : 'જુઓ, હું બહુ ગરીબ છું, તેથી—'

દિદિએ તરત તેને જવાબ દીધો: 'હું જાણું છું એ. તેથી તો તમને મારી સાથે આવવાનું કહું છું.'

બસ, બધું પતી ગયું.

દિદિની સાથે હું, અને મારી પાછળ રોહિણી બાબુ ચાલ્યા.

ભોલાગિરિના મંદિરથી થોડે દૂર, એક અલગ બાગ હતો, અને બાગમાં ખડનાં નાનાં નાનાં ઝૂંપડાંની હાર હતી—આપણા દેશમાં ભીલ લોકોનાં હોય છે તેવાં. તેને ન મળે બારીઓ, કે ન મળે કંઈ—ચારે તરફ ખડની દિવાલો, જેમ તેમ બાંધી કાઢેલી. માત્ર એક તરફનો ભાગ થોડો ખુલ્લો—બારણા તરીકે. ભોંય ઉપર થોડું ખડ પાથરી તેની ઉપર પથારીઓ નાખી સૌ સાંકડમુકડ પડયા હતા.

આવા એક ઝૂંપડામાં દિદિ મને લઇ ગઈ.

રોહિણી બાબુ ઘરની બહાર ઊભા રહ્યા.

દાદા બાબુ પથારી પર કામળો પાથરી એની ઉપર લાંબા થઈને પડયા હતા, ને બીડી ફૂંકતા હતા. મને જોતાં જ તેમનું મોં પડી ગયું. ચીડમાં તેમણે કહ્યું: 'વળી આને કયાંથી લઈ આવી?'

દિદિએ પછી બધી બનેલી બિના કહી બતાવી. પરંતુ મારી વતી પાંચ રૂપિયા રોહિણીબાબુને આપવાની વાત જ્યાં આવી, ત્યાં તરત જ તેઓ કઠોર સ્વરે બોલી ઊઠયા: 'પૈસા તો હાથનો મેલ ખરું ને! કૂતરાંયે સૂંઘતાં નથી, રસ્તામાં પડયા છે! લઇ લો. કોણ જાણે કોણ હશે—જેને તેને રસ્તામાંથી પકડી લાવી મારું માથું ખાવા આવી છે. એ બધું નહિ ચાલે—રોહિણી બાબુને જતા રહેવાનું કહી દે.'

દિદિએ કહ્યું: 'પરંતુ હું એમને વચન આપીને તેડી લાવી છું.'

અવાજને દરડીને દાદાબાબુએ કહ્યું: 'તું તેડી લાવી હો, તો તું એનું પતાવ. હોય ત્યાંથી પૈસા કાઢી આપ. બાકી મારી પાસે તો એક કાવડિયું યે નથી.'

અપમાનથી મારી આંખોમાંથી આગ વરસતી હતી. હું હવે ત્યાં ઊભો રહી શક્યો નહિ. દિદિને પ્રણામ કરી હું ધીરે ધીરે ઘરમાંથી બહાર નીકળી ગયો. દિદિએ કંઈ પણ બોલ્યા વગર માત્ર મારા ચિબૂકને સ્પર્શ કરી મૂગાં મૂગાં પોતાનો હાથ લમણે દીધો.

હું બહાર નીકળીને ઊભો એટલામાં જ દિદિએ અંદરથી ગંભીર સ્વરે બૂમ મારી : 'રહો!'

એ અવાજને અમાન્ય કરવાની મારામાં શક્તિ નહોતી. ફરી હું અંદર જઈ ઊભો!

દિદિએ પોતાના હાથમાંથી એક સોનાની બંગડી કાઢતાં કાઢતાં કહ્યું : 'આ વેચીને હમણાં ને હમણાં રોહિણીબાબુને એમના રૂપિયા આપી દો; પછી કલકત્તા પાછા ગયા પછી મને એક બંગડી ઘડાવી દેજો.'

આમ કહી પોતાના ઘરનું સરનામું એમણે મને કહ્યું.

હું નીચું જોઈ ઊભો રહ્યો.

તેમણે કહ્યું : 'છોકરીની પેઠે શરમાવ છો શું? માણસને માથે વિપત્તિ આપત્તિ આવે જ છે, એટલે કોઈ પોતાના દેશના માણસને મરવા દેશે? લો પકડો.'

હું બંગડી હાથમાં લઈ બહાર નીકળી ગયો.

દાદાબાબુએ ઘડીક મારી સામું, તો ઘડીક દિદિની સામું જોયું.

દિદિની બંગડી વેચ્યા પછી આવેલા પૈસામાંથી મેં રોહિણી બાબુને પૈસા આપ્યા. તે પછીયે મારી પાસે દેશમાં પાછા જવાની ટિકિટ જેટલા પૈસા બચ્યા હતા.

પરંતુ બીજે દિવસે કુંભસ્નાન કર્યા પછી હરદ્વાર છોડીને જવું એવું વિચારી ભોલાગિરિના મંદિરની બાજુના એક ખેતરમાં જઈને બિસ્તરો પાથરી સૂઈ ગયો.

આવી રીતે બીજાયે ઘણા માણસો ત્યાં સૂઈ ગયા હતા.

સાંજનો વખત મંદિરની પૂજા આરતી વગેરે જોવામાં પસાર થઈ ગયો, અને રાત્રે ત્યાં જ પ્રસાદ લીધો. અહીંયાં પ્રસાદના પૈસા પડતા નથી. ગમે તેટલા જાત્રાળુઓ આવે પણ સૌને મફત ખાવાનું મળે છે. પહેલાં આવ્યા ઘીમાં તળેલા માલપુઆ, પછી આવ્યાં ભાત, દાળ અને શાક. આનું નામ પ્રસાદ.

ભોલાગિરિના શિષ્યો અસંખ્ય છે. તેઓ હજારો રૂપિયા આ આશ્રમને દાન કરે છે. માત્ર બંગાળમાં જ નહિ, પણ આખા હિંદુસ્તાનમાં તેની ખ્યાતિ છે. આજકાલ એક રામકૃષ્ણ મિશન સિવાય આટલા બધા શિષ્યો, બીજા કોઈપણ સંઘ કે સંસ્થાને નહિ હોય.

આશ્રમની આ વ્યવસ્થા ખરેખર મને બહુ ગમી. છૂટે હાથે દાનનો પ્રવાહ! બધા પતરાવળી લઈ હારબંધ બેસી ગયા હતા એ

વિરાટ આંગણામાં!—કોઈ કોઈની નાતજાત કે ધર્મ કોઇ પૂછતું નથી. ગરીબ તવંગરનો યે ત્યાં ભેદ નથી. ધર્મનું ખરું રૂપ આ જ છે, આ જ સાધુનું સાધુત્વ છે!

હું ઊંઘતો હતો. રાતના બાર વાગે એક કોલાહલ સાંભળી મારી ઊંઘ ઊડી ગઇ.

આગ! આગ! કરી સૌ બૂમો પાડતા હતા. મારો બિસ્તરો ને પેટી પડખેના એક ગૃહસ્થની પાસે મૂકી હું અવાજની દિશામાં દોડ્યો.

'હાય! ખલાસ! જઈને જોઉં છું તો દિદિનું એ ખડનું ઝૂંપડું ભડભડ બળતું હતું. ખૂબ નીચું છાપરું હતું, અને બચ્ચાં કચ્ચાં હજી અંદર હતાં. ભયભીત સ્ત્રી પુરુષો વ્યાકુળ બની ચીસેચીસ પાડતાં હતાં.

હું દોડતો દિદિના ઝૂંપડા આગળ ગયો. જોઉં છું તો દિદિ અને તેમની નણંદ બહાર નીકળી ગયાં હતાં, પણ દાદાબાબુ હજી એમનો સરસામાન લઇને બહાર નીકળી શક્યા નહોતા.

દિદિએ મને જોઈ કહ્યું: 'એકદમ એમને અંદરથી બહાર કાઢો, ભાઈ!'

આગ ચારે તરફ ફરી વળી હતી. એની અંદર થઇને જેમતેમ કરી હું અંદર ઘુસ્યો, અને તેમનો હાથ પકડી ખેંચીને તેમને બહાર લઈ આવ્યો.

બહાર આવતાં દાદાબાબુએ બૂમરાણ કરી મૂક્યું: 'મારી પેટી —પેટી ક્યાં ગઈ? એ પેટીમાં મારા બધા રૂપિયા છે, મારું બધું છે. જરા જોને ભાઇ અંદર!'

બધું ગુમાવી બેઠાનો શોક એમના બોલવામાં હતો!

હું ફરી દોડતો ઝૂંપડામાં પેઠો, પરંતુ પેટી હાથમાં લઈ જ્યાં બહાર નીકળું છું ત્યાં એકદમ એક લાકડાનું ઠુંઠું માથામાં વાગતાં હું તમ્મર ખાઈ પડી ગયો. માથામાંથી દડદડ લોહી નીકળવા માંડ્યું.

દિદિ ચીસ પાડી ઊઠી...

પછી શું થયું તેની મને ખબર નથી. પણ બીજે દિવસે બારેક વાગે જ્યારે મેં આંખો ઉઘાડી ત્યારે હું એક દવાખાનામાં પડેલો હતો. ભગવાં વસ્ત્રધારી કેટલીક સંન્યાસિનીઓ દરદીઓની સેવા કરતી હતી.

મારા માથા પર પાટો બાંધેલો હતો, તાવથી શરીર ધગધગતું હતું!......

આ દવાખાનું નવી જાતનું હતું. મેળાને માટે જ કોઈ સંઘ તરફથી તે ખોલાયું હતું. આ સંઘની અધિનેત્રી કોઇ બંગાળી સંન્યાસિની છે અને માત્ર સેવાના હેતુથી, પોતાનો આશ્રમ છોડી અહીં આવી તેણે આ દવાખાનું ઉઘાડ્યું છે એમ સાંભળ્યું.

જે નર્સ મારી સેવા કરતી હતી, તેણે ધીરેથી કહ્યું: 'ગભરાશો નહિ, તમે સાજા થઈ જશો! તમારા ઉપર માતાજીની ખૂબ દયા છે!'

નવાઇ પામી મેં પૂછ્યું: 'કેવી રીતે જાણ્યું?'

તેણે કહ્યું: 'તમને એ લોકો સરકારી હૉસ્પિતાલમાં લઇ જતા હતા, એવામાં માતાજીની નજર પડી જવાથી, બળપૂર્વક તમને અહીં લઈ આવ્યાં છે. લાવ્યા પછી પણ કોઈ સાધારણ તંબુમાં તમને ન રાખતાં, તેમણે પોતાનો જ તંબુ તમારા માટે ખાલી કર્યો, ને પોતે બીજા નાના તંબુમાં રહેવા ગયાં!...વળી કલાકે કલાકે તમારી ભાળ કાઢી જાય છે!'

શું હકીકત છે તે હું કાંઇ સમજ્યો નહિ. તે વખતે તેનો વિચાર

કરવા જેવી મારી અવસ્થા પણુ નહોતી. તેથી આંખો મીંચી પડી રહ્યો.

પછી એ વાત હું ભૂલી પણુ ગયો.

એક વિશાળ બગીચામાં આ દવાખાનું હતું. ઠેર ઠેર નાના મોટા તંબુઓમાં નાના મોટા વોર્ડ હતા. હું જે વોર્ડમાં હતો ત્યાં દરદીઓ થોડા હતા, મારા સુદ્ધાં કુલ પાંચ જણુ હતા.

આવી કામચલાઉ ઇસ્પિતાલો મેં અહીં આવીને બીજી પણુ ઘણી જોઈ હતી.

મારા તંબુની બાજુમાં કોલેરા વોર્ડ હતો—ત્યાં ઘણા દરદીઓ હતા. કારણુ કે હમણાંનો મેળામાં એ પાંચ જગાએ કોલેરા દેખાયો હતો. મોટા મોટા દાક્તરો ઘણા હતા, પરન્તુ નર્સોનું કામ કરનારી બધી ભદ્ર મહિલાઓ હતી. એ બધાયે આશ્રમવાસિની સંન્યાસિની હતી—માણુસની સેવા એ એમનો ધર્મ હતો, એ જ એમના સંન્યાસનો મુખ્ય ઉદ્દેશ હતો.

એમને જોઈને મને થતું કે આ એક એક સ્ત્રી એક એક ફ્લોરેન્સ નાઇટિંગેલ છે—સેવાની સાક્ષાત્ મૂર્તિ છે. તમામ દેશની સ્ત્રીઓ આ સંઘમાં હતી, પણુ બંગાળણો બહુ ઓછી હતી.

ઇસ્પિતાલને જોઈ પહેલાં હું બીતો; મને થતું કે આના જેવી ઘાતકી જગા દુનિયામાં બીજી નહિ હોય—ખાસ કરીને અમારા કલકત્તામાં. ત્યાં નથી દયા, નથી માયા; એકને પીડાતો જોઇ બીજાને લાગણી છૂટતી નથી, માત્ર પૈસાથી જેટલું કામ થાય એટલું ખરું.

પરન્તુ અહીં મારી એ ભૂલ ભાંગી. અહીં બધી સ્ત્રીઓ સ્વેચ્છાએ આ કામ કરતી હતી, એના પૈસા આપવાના નહોતા. પૈસાની લોલુપતા જ્યાં નથી, ત્યાં જ હૃદય હોય છે! તેથી મેં મનમાં મનમાં ઈશ્વરને

ધન્યવાદ આપ્યા—સારું થયું મારું માથું ચીરાઈ ગયું તે! નહિ તો આ નવું જ્ઞાન ન થાત!

તેમની ખરા દિલની સેવાથી, આઠ દિવસમાં જ હું સાજો થઇ ગયો. તાવ ગયો, માથાની પીડા ગઈ. તોયે ઘા રૂઝાતાં હજી આઠ દશ દિવસ લાગશે એવું દાક્તરે કહ્યું. પરન્તુ હવે થોડા દિવસથી મને ઘડીએ ઘડીએ મારી દિદિ યાદ આવવા માંડી હતી. એ કદી મને જોવા સુદ્ધાં કેમ આવી નહિ? હું જીવું છું કે મરી ગયો છું એટલીયે એને પડી નથી શું! મને બહુ દુઃખ થયું.

પછી જ્યારે સાંભળ્યું કે મેળાના જાત્રાળુઓ બધા ચાલ્યા ગયા છે, હરદ્વાર એકદમ ખાલી થઇ ગયું છે ત્યારે ખરેખર મારી આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. દિદિ આટલી નિર્દય થશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું! કંઇ નહિ તો અહીંથી જતા પહેલાં એકવારે તે મને મળવા તો આવશે જ એ આશાએ હું દરરોજ બારણા ભણી તાક્યા કરતો હતો.

એક દિવસ સાંજે હું મૂગો મૂગો પથારીમાં પડ્યો હતો. તંબુમાં ટમટમ કરતું એક ફાનસ બળતું હતું. મારું શરીર ખૂબ નબળું હતું.

મારા જ જીવનનો ઇતિહાસ હું વિચારતો હતો કે આમ પારકી ઓથે ક્યાં લગી ચલાશે? શું કદીયે મારું કહી શકું એવું કોઈ સ્વજન મને નહિ મળે? કદીયે મારું એવું કોઈ નહિ હોય શું,—જે કદી મને છોડીને જતું ન રહે, અને હું જેને છોડીને કદી જઈ ન શકું! જીવનના શ્રેષ્ઠ દિવસો તો આવી રીતે સ્નેહવિહોણા વીતી ગયા. જે પર હતું તે હમેશાં પર જ રહ્યું, પોતાનું કદી બન્યું નહિ—

રહી રહીને આવા જ વિચારો મારા મનમાં ઘોળાયાં કરતા હતા, અને હું મનથી મનથી ભગવાનને પોકાર પાડતો હતો કે હે ભગવાન!

છેવટે મને એક માણસ એવું આપ, જેને હું મારું જ સમજીને જીવી શકું.

એવામાં એક અવાજ સાંભળીને આચિંતાનો હું ચમકી પડ્યોઃ 'આ દૂધ પી લો!'

આંખો ઉઘાડીને જોયું તો સામે એક સંન્યાસિની ઊભી હતી— ચાર વરસ પહેલાં ચંદ્રનાથમાં જેનો ભેટો થયો હતો તે જ આ સંન્યાસિની! એના હાથમાં ફીડિંગ કપ હતો, કપાળમાં ચંદનની બિંદડી હતી, ગૂંછળાંવાળા વાળ માથા પર લટકતા હતા.

હું ફાટી આંખે એની સામે જોઇ રહ્યો.

સંન્યાસિની મારી સામે જરા ઝૂકી પડીને, ડાબા હાથે મારો ચિબૂક પકડી, જમણા હાથે ફીડિંગ કપનું નાળચું મારા મોં આગળ લાવીને બોલી : 'મોં ફાડો!'

મેં મોં ખસેડી લીધું. તે જ વખતે તેના કપાળ પરથી વાળની બે લટો મારા મોં ઉપર આવી પડી.

સંન્યાસિનીએ કહ્યું : 'નથી ખાવું? ભૂખ નથી લાગી?'

મેં કહ્યું : 'ભૂખ લાગી છે, પણ તમારા હાથે નહિ ખાઉં!'

તેનો હાથ જાણે કંપી ઊઠ્યો. પણ મોં પર હાસ્યની રેખા ફરકાવી તેણે કહ્યું : 'કેમ, વટલાઈ જશો શું?'

કઠોર સ્વરે મેં કહ્યું : 'હા, વટલાઈ જાઉં છું.'

'ખાઇ લો.' આમ કહી ફરીથી તે મારા મોં આગળ દૂધનું પાત્ર લાવીને અસ્ફુટ સ્વરે બોલી : 'કેવી ગાંડી વાત કરો છો! સંન્યાસી-ઓને વળી કોઈ નાતજાત હોતી હશે!'

હું મોં આગળથી ફીડિંગ કપ ખસેડી દઇને બોલ્યો : 'નાતજાત નહિ હોય, પણ ધર્મ તો હોય છે ને ?'

'ધર્મ !' નવાઈ પામી તે મારા મોં સામું જોઇ રહી.

પછી બોલી : 'માણુસની સેવા એ અમારો ધર્મ !'

એકાએક તેને આઘાત કરવાની મને પ્રબળ ઇચ્છા થઇ આવી. મેં બોલી નાખ્યું : 'ત્યારે તો એટલે તું પતિનો ત્યાગ કરી, પરપુરૂષની સેવા કરવા ઘરમાંથી નાસી આવી છે ! છિ ! છિ ! છિ ! રૂપમાં, ગુણમાં, વિદ્યામાં, અને જ્ઞાનમાં આવો માણુસ જવલ્લે જ જોવા જડે ! તેમાંયે વળી, તારું નામ સાંભળી જે પાગલ બની જાય છે એટલો જેને તારા પર પ્રેમ હતો, એને છોડીને તું એક મામુલી માણુસની જોડે ઘરમાંથી ભાગી ગઇ !'

ખપ દઇને મારા મોં પર હાથ દાબી દઈ, મને બોલતો અટકાવી સંન્યાસિની બોલી : 'બસ કરો ! તમને પગે પડું, એ વાત હવે મને સંભળાવશો નહિ !'

એકદમ મારા મોં પરથી તેનો હાથ ખસેડી લઈ મેં કહ્યું : 'પટણાના વ્રજેન વાગચીને ઓળખો છો ?'

પલકમાં સંન્યાસિનીનું મોં લાલ થઈ ગયું. તે કંઈક બોલવા જતી હતી, પણ તેનાથી બોલાયું નહિ. તેના હોઠ માત્ર કંપીને રહી ગયા.

મેં ફરી કહ્યું : 'શ્રીમતી મેનકા દેવીનો પતિ વ્રજેન વાગચી— નથી ઓળખતાં એને ?'

ઉતરેલા સ્વરે તેણે કહ્યું : 'એ મેનકાદેવી હવે હયાત નથી, મરી ગઈ છે.'

મેં કહ્યું : 'પરંતુ એના પતિ હજી હયાત છે, અને સ્ત્રીના શોકમાં ગાંડા જેવા બની ગયા છે.'

સંન્યાસિની મને કંઈ પણ જવાબ આપ્યા વગર ગુનેગારની પેઠે ચાલી જતી હતી. પણ મેં જોરથી તેનો હાથ પકડી લઈ કહ્યું : 'એક વાત પૂછું, મને સાચું કહેશો ?'

તેણે ધીરે ધીરે કહ્યું : ' પૂછો. '

મેં કહ્યું : ' તો કહો, સ્ત્રીને શાની ઝંખના હોય છે ? એને શું જોઈએ છે ? મને હજી પણ આનો જવાબ જડતો નથી.'

મારા હાથમાંથી ધીરે ધીરે પોતાનો હાથ છોડવી લઈ સંન્યાસિનીએ કહ્યું : ' આજે નહિ, વળી કોક દિવસ કહીશ.'

આમ કહી તે ધીમાં પગલાં ભરતી, મૂગી મૂગી ત્યાંથી બહાર નીકળી ગઈ.

હું ચૂપ થઈ બારણા તરફ જોતો પડી રહ્યો.

આટલી ઉત્તેજનાથી મને થાક લાગવા માંડ્યો હતો.

થોડીવાર પછી બીજી એક સંન્યાસિની આવી મને દૂધ પીવડાવી ગઈ. મેં તેને પહેલાં આવેલી તે સંન્યાસિની વિષે પૂછ્યું: ' એ બંગાળી સંન્યાસિની અહીં શું કરે છે ? '

આના જવાબમાં બે હાથ કપાળે અડકાડી તેણે કહ્યું: ' એ જ માતાજી છે ! આશ્રમનાં સંચાલક છે !'

સમજ્યો ! ત્યારે તો એ જ સંઘની કર્તાકારવતા છે. આગળ કંઈપણ પૂછ્યા વગર હું ગુપચુપ સૂઈ રહ્યો. વિચાર કરવા લાગ્યો કે જેની સંચાલક આવી છે, તે સંઘ વળી કેવો હશે !

પરંતુ એને આંખ આગળ જોઈ મન એકદમ જેવું ઝેરી બની ગયું હતું, તેવું હવે બન્યું નહિ. ઊલટું હું જેમ જેમ તેનો વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તેને ફરી મળવાની, તેને બે સવાલ પૂછવાની મને અદમ્ય ઇચ્છા થઈ આવવા લાગી.

એ શું માત્ર કુતૂહલ હશે?... કોણ જાણે શું હશે!

બીજે દિવસે સવારે જ્યારે પેલી સંન્યાસિની મને ખાવાનું આપવા આવી ત્યારે દશ વાગ્યા હતા.

મેં પૂછ્યું : 'જરા તમારાં માતાજીને બોલાવી લાવશો?'

તેણે કહ્યું : 'માતાજી તો આજે આશ્રમમાં જતાં રહ્યાં—એમને મળવાનું હવે કેવી રીતે બને?'

મેં કહ્યું : 'હેં! કદી નહિ મળાય?'

સંન્યાસિનીએ કહ્યું : 'ના, હવે તો અહીં આવવાનાં નથી. હવે મળવું હોય તો આશ્રમમાં જવું પડશે. વળી આઠ કે દશ દિવસમાં અમારું દવાખાનું પણ બંધ થવાનું છે. પછી અમે પણ બધાં આશ્રમમાં જતાં રહેશું.'

મેં કહ્યું : 'ક્યાં આવ્યો આશ્રમ?'

જતાં જતાં તે કહેતી ગઈ : 'દહેરાદુનમાં.'

: ૧૧ :

ઈસ્પિતાલમાંથી રજા મળતાં જ્યારે હું બહાર આવીને ઊભો ત્યારે આખું યે હરદ્વાર શહેર મને બદલાઈ ગયું હોય એમ લાગ્યું. પહેલાંની ભીડ નહોતી, કોલાહલ નહોતો, રસ્તા પરની દુકાનો બધી ઊઠી ગઈ હતી. તંબુઓ, અને કામચલાઉ ઝૂંપડાં કશાનું યે કોઈ નિશાન નહોતું.

પંદર દિવસ પહેલાં કુંભમેળો પૂરો થઈ ગયો હતો. જાત્રાળુઓ બધા પોતપોતાને ગામ જતા રહ્યા હતા. લગન થઈ ગયા પછી બીજે દિવસે સવારે ઘરની શિકલ જેવી બદલાઈ જાય છે, તેવું જ અહીં પણ થયું લાગતું હતું. જાણે બધેથી ક્લાન્ત પરિશ્રાન્ત સૂર સંભળાતો હતો. ઘરો બધાં ગુપચુપ ઊભાં હતાં. જે ઓરડા પહેલાં સેંકડો સેંકડો માણસોના કોલાહલથી ગાજી ઊઠતા હતા, તે હવે તેના વિરહથી બિલકુલ ઉદાસ બની ગયા હતા.

રસ્તાઓ ને ઘાટ નિર્જન હતા—ભાગ્યે જ કોઈ મુસાફર નજરે પડતો હતો. ખાદ્ય પદાર્થોના અતિ ઘણા બોજાથી લદાયેલી દુકાનો બધી અત્યારે હળવીફૂલ બની આરામ કરતી હતી.

ગંગાનો ઘાટ પણ નિર્જન હતો. એની છાતી પરનો કામચલાઉ પુલ પણ હવે નહોતો. દોરડાં વાંસ વગેરેનાં કઠોર બંધનમાંથી મુક્ત થઇ તે હવે સ્વતંત્ર થયો હતો. તેનો કોલાહલ, ધમાચકડી, વગેરે બધું બંધ થઇ ગયું હતું. તેના દેહમાં હવે પહેલાંની જ્વાળા નહોતી, વેદના પણ નહોતી, મુક્તિના આનંદથી તે શાંત અને સ્વસ્થ બન્યો હતો. નીલ સ્વચ્છ જળ બેય કાંઠાને છલકાવી દઇ જાણે આનંદથી નૃત્ય કરતું વહી રહ્યું હતું. અને, તેના મોં સામે જોઇ વિસ્મયથી સ્તબ્ધ બની ગયાં હતાં— એક તરફ આકાશના પટ પર અંકાયેલા હિમાલયનાં અસંખ્ય ગિરિશિખરો અને બીજી તરફ અગણિત પ્રાસાદો જેવાં મકાનો! એ મહાલયો સામે જોતાં મને થતું હતું, જાણે માણસની એ સૃષ્ટિ નથી. આ આકાશ, આ તરંગમય હિમાલય, આ વૃક્ષલતાથી શોભતું ગાઢ વન, —જાણે બધું એક જ હાથે સરજાયેલું હતું—એક જ સૂર જાણે બધાનાં અંતરમાં વહેતો હતો. કોઇ સૂરના અહાકારે અંતરીક્ષમાં બેસીને, વિવિધ યંત્રોને એક જ સૂરે ચડાવ્યાં હતાં, અને પછી એનું મિશ્ર સંગીત પોતે સાંભળી રહ્યો હતો! ખરેખર પ્રકૃતિની સાથે વાસ્તવનું આવું સુખદ મિલન મેં ક્યાંયે જોયું નથી. મારું મન હરી ગયું. અંગેઅંગમાં હુ શાંતિનો આનંદ અનુભવવા લાગ્યો. આ જ હરદ્વારનું ખરું રૂપ છે! પુણ્યના નામે જેઓ ટોળાંબંધ દોડી આવે છે, તેઓ માત્ર ભીડ કરે છે, આ શાંતિનો ભંગ કરે છે, પવિત્રતાને નષ્ટ કરે છે, અસુરોની પેઠે તેઓ સ્વર્ગના રાજ્યમાં ઘૂસે છે.

મેં મનમાં પ્રતિજ્ઞા કરી કે હું જો કદી હિંદુસ્તાનનો સર્વસત્તાધીશ બનું તો પહેલું જ કામ આ રેલવેના પાટાને અહીંથી ઉખેડી નાખવાનું કરું!

બહુ વાર સુધી હું ગંગાના ઘાટ ઉપર ફરતો રહ્યો. જોઇને હું ધરાતો નહોતો—જેમ જોતો હતો તેમ મારી ભૂખ વધતી જતી હતી.

ફરતાં ફરતાં બ્રહ્મકુંડ આગળ આવ્યો ત્યારે ત્યાં વેદગાન થતું હતું. ઘાટની ઉપર કુશાસન પાથરી કેટલાક તરુણ છોકરાઓ હારબંધ બેઠેલા હતા. વૃંદાવનની છાપવાળી ધોતલી સૌએ પહેરેલી હતી! તેઓ બ્રહ્મચારીઓ હતા. કોઇ બ્રહ્મચર્યઆશ્રમમાંથી અહીં ગુરુની સાથે આવ્યા હતા. અત્યારે તેઓ સાથે વેદપાઠ કરતા હતા. તેમનું ઉચ્ચારણ વિશુદ્ધ હતું, કંઠસ્વર અતિ લલિત હતો.

હું તેમની પાસે જઇને બેઠો. પૂછતાં ખબર પડી કે તેઓ રોજ સવારે અહીં આવે છે, અને સ્નાન કરી વેદપાઠ કરી, આશ્રમમાં પાછા જાય છે. તેમને જોઇ પ્રાચીનકાળનાં તપવનો મને યાદ આવ્યાં.

આ પહેલાં એક દિવસ મેં બ્રહ્મકુંડના આ ઘાટ પર સંધ્યાની આરતી જોઈ હતી સળગતી પંચદીવડી હાથમાં લઈ, વિશાળ દેહવાળો, ગૌરકાંતિવાળો પુરોહિત ગંગા દેવીની આરતી ઉતારતો હતો. ગંગાનાં પાણીમાં એ આરતીના દીવડાઓનું પ્રતિબિંબ થરથર થતું હતું. અને શંખ ઝાલરનો મિશ્ર અવાજ પડઘા પાડતો પાડતો ગંગાના કલકલ પ્રવાહમાં, સામે કાંઠેના અંધારા વનમાં, અને પર્વતમાળાના નિસ્તબ્ધ ઉદરમાં શમી જતો હતો. પવનમાં કાન માંડતાં જાણે એ ધ્વનિ આ પૃથ્વી છોડીને ક્યાંક ચાલ્યો જતો હોય એવું લાગતું હતું—જાણે આકાશના તારા એના સ્પર્શથી ચમકી ઊઠતા હતા, જાણે ચંદ્રમાના હૈયામાં એનાં મોજાં અથડાતાં હતાં.

તે દિવસની અને આજની સ્મૃતિ મને કોઈ દૂરદૂરના સ્વપ્ન રાજ્યમાં ખેંચી ગઈ, જાણે હું વીસમી સદીનો કોટ પાટલૂનવાળો સભ્ય ગૃહસ્થ નથી,

પણ હું કોઇ શકુંતલાના તપોવનમાં આવી પડયો છું રાજા દુષ્યંતની પેઠે.

બ્રહ્મકુંડના ઘાટ પર બેઠો બેઠો હું આવા બધા વિચારો કરતો હતો. છેવટે ટાવરના ઘડિયાળમાં ટન્ ટન્ કરી અગિયાર ટકોરા થયા. એ સાંભળતાં હું ભાનમાં આવ્યો. પછી હું ભોલાગિરિના મંદિરમાં ગયો અને મારો બિસ્તરો અને પેટીની શોધ કરવા લાગ્યો. કોઇ એક મહારાજ ઓફિસમાંથી ખબર કાઢી લાવી મને અંદરના એક ઓરડામાં લઇ ગયો. અને મારો સરસામાન મને શોધી લેવાનું કહ્યું બિસ્તરો અને પેટી પાછાં મળતાં મહારાજને સાષ્ટાંગ પ્રણામ કરી હું મંદિરમાંથી બહાર આવ્યો.

મંદિર છોડીને રસ્તા પર પગ દેતાં જ બીજા એક મહારાજનો મને ભેટો થઈ ગયો. તેઓ હમણાં જ સ્નાન કરી એક કમંડલમાં ગંગાજલ લઇને ઘાટ ઉપર આવીને ઊભા હતા.

મને ચાલી જતો જોઈ તેમણે પૂછયું: 'ક્યાં જવું ?'

મેં કહ્યું: 'કલકત્તા.'

તેમણે જવાબ દીધો: 'અત્યારે ક્યાં ગાડી છે, ગાડી સાંજે મળશે.'

મેં કહ્યું: 'એમ ?'

જરા હસીને તેમણે કહ્યું: 'તમને શું ગાડીના વખતની ખબર નથી ?'

જરા ભોંઠો પડીને મેં કહ્યું : 'ના, મેં તો ધારેલું કે સ્ટેશને જઈને વખત જોઈ કાઢીશ.'

તેમણે કહ્યું : 'તો ખાલી સ્ટેશન પર જઈ શું કરશો ? એટલો વખત અમારી ધર્મશાળામાં બેસજોને. પછી સાંજે ત્યાંથી નીકળી જજો'

મેં કહ્યું : 'તમારી ધર્મશાળામાં રહેવાનું કંઈ ખરચ આપવું પડે છે ?'

તેમણે કહ્યું : 'રોજનો એક પૈસો ભંગીને આપવો પડે છે— તે સિવાય બીજું કંઈજ ખરચ નથી. અને જો તમને ગમે તો રોજ અમારે ત્યાંથી પ્રસાદ પણ મળી શકશે. એનાયે પૈસા નહિ પડે.'

મારી પાસે વધારે પૈસા નથી એ કદાચ તેઓ મારું મોં જોઇને જ સમજી ગયા હશે.

મેં ફરી પૂછ્યું : 'વારુ, આપની ધર્મશાળામાં કેટલા દિવસ રહી શકાય છે ?'

તેણે કહ્યું : 'સાત દિવસ.'

આગળ કંઈ પણ બોલ્યા વગર તેમને નમસ્કાર કરી હું સીધો ધર્મશાળામાં જઈને ઊભો.

સુંદર ધર્મશાળા હતી. લાલ રંગના પથ્થરનું ત્રણ માળનું મકાન બરાબર ગંગાની વચમાં હતું. પહેલા માળની અંદરથી ગંગાના ઘાટ પર પગથિયાં જતાં હતાં. ત્રીજા માળની એક ઓરડી મેનેજર બાબુએ મને આપી. તે વખતની મારી ઉત્તેજનાની શી વાત કરું ! મને થયું, જાણે હું ગંગાની અંદર સૂઇ ગયો છું ! બારીમાંથી જે તરફ જોઉં એ તરફ પાણી દેખાતું હતું—આગળ, પાછળ, ડાબા જમણી, ચારે દિશાએથી જળનો ખળખળ અવાજ કાને પડતો હતો.

અને છતાં, આવા સ્વર્ગરાજ્યમાં રહેવાનો એક પૈસો પણ પડતો નહોતો. ઉપરાંત ખાવાનું પણ મફત મળતું હતું. આ કલ્પનાતીત સૌભાગ્ય માટે મેં મનમાં મનમાં ઇશ્વરને ધન્યવાદ આપ્યો !

એક દિવસ બે દિવસ કરતાં ત્યાં પાંચ દિવસ વીતી ગયા. રોજ સવારે મનમાં વિચાર કરું કે આજે જતો રહીશ, પરંતુ સાંજ પડે જવાનું મન પણ ન થાય. હજી એક દિવસ રહી જાઉં એવું જ મનમાં થયા કરે ! આવી રીતે હું ત્યાં પૂરા સાત દિવસ સુધી રહી પડ્યો.

સાતમા દિવસે સવારથી મને મનમાં કેવું યે થવા લાગ્યું. આજે હરદ્વાર છોડીને જવું પડશે. જવું તો પડશે, પણ જઈશ ક્યાં ? આ વિચારે જાણે અધીરું બની ગયું. દવાખાનામાંથી રજા મળતાં ધાર્યું હતું કે આજે જ કલકત્તા જતો રહીશ. પરંતુ આજે થવા લાગ્યું કે કલકત્તા જઇને શું કામ છે ! નામનું એક વતન છે, સંસાર પણ છે, પરંતુ હું ત્યાં વણનોતર્યા અતિથિ જેવો છું ! એ લોકો તો કોઇ મને ચાહતા નથી ! મને શાનો અભાવ સતાવ્યા કરે છે એની ત્યાં કોઇને ખબર છે ? ના, ના, ના, કોઇને નથી. મધ્યમ વર્ગના બંગાળીના ઘરમાં પોતાનું કહી શકાય એવું જેને કોઇ ન હોય, તેનું સંસારમાં યે કોઈ નથી એમ સમજવું. ખાસ કરીને, મારા જેવા બેકારનીબા બતમાં.

નીકળવાને દિવસે કાકી યાદ આવ્યાં. આંખે હાથ દેતાં માલમ પડયું કે આંખો ભીની થઇ ગઇ છે. આંખો લૂછી નાખી મનને દૃઢ કરી હું બોલ્યો: 'છિ ! હું પુરુષ છું ! શા સારૂ દુનિયાનાં માણસો, શા સારૂ ગામનાં માણસો મારી ચિંતા કરે ? તેમની સાથે મારે સંબંધ શો છે ? મેં એમને આપ્યું છે ય શું ? બીજાને આપે તો જ માણસને પોતાને કંઇક પણ મળે છે, તો પછી હું આપ્યા વગર બીજાઓની પાસેથી બદલાની આશા રાખી શકું જ કેવી રીતે !

વિચાર કરતાં કરતાં મારું માથું ગરમ થઇ ગયું. ચીસ પાડી હું મારા મનમાં પ્રશ્ન પૂછવા લાગ્યો: 'તો શું ખરેખર મારું પોતાનું કહી શકું એવું આ ધરતી પર મારે કોઇ જ નથી?'

પણ કંઇ જવાબ મળતો નથી. પાછળ દૂર દૂર દૃષ્ટિ નાખું છું પણ બધે અંધારું જ અંધારું દેખાય છે. યૌવનની શરૂઆતના દિવસો યાદ આવ્યા. તે વખતે હું સમજતો હતો કે સંસારમાં જેને કંઈ બંધન નથી તે જ ખરો સુખી છે, તે જ ખરો નસીબદાર છે. પણ આજે લાગવા માંડયું કે એના જેવો અભાગી આ દુનિયામાં બીજો કોઈ નહિ હોય. ખાધા વગર જેમ માણસ જીવી શકતો નથી, તેમ સ્નેહ વગર પણ માણસનું મન સ્વસ્થ રહી શકતું નથી—સુકાઇ જાય છે, ચીમળાઇ જાય છે. તેથી માણસને સ્નેહ જોઈએ છે, પ્રેમ જોઈએ છે, બંધન જોઈએ છે. માબાપ, ભાઈબહેન, સ્ત્રીપુત્ર, સગાસંબંધીઓ, વગેરે માણસની આ તૃષાને જુદેજુદે રૂપે છીપાવે છે. ગામ કહો, સંસાર કહો, જે કહો તે બધું એમની અંદર છે. સ્નેહનું આકર્ષણ અને સ્વજનનું આકર્ષણ છે માટે જ તો ગામ મીઠું લાગે છે, અને સંસાર મધુર લાગે છે!

એકાએક હું ખૂબ લાગણીમય બની ગયો. તે જ પળે મને લાગવા માંડયું કે મારે ગામ નથી, ઘર નથી, મારા સંસારમાં કોઈ નથી. જેઓ છે તેઓ મારી આગળ કેવળ નજરબંધીના ખેલ જેવા છે. હું એકલો છું. એકમાત્ર માર્ગ, દૂરદૂરની સફરનો માર્ગ મારું સ્વજન છે એ માર્ગને કિનારે હું જે સ્મૃતિઓ વેરતો આવ્યો છું તે જ મારાં સુખદુ:ખ અને હાસ્યરૂદનની સાથીદાર છે.

વીજળીના ચમકારાની પેઠે તે વખતે મારા સ્મૃતિપટ પર પેલી સંન્યાસિનીનું મુખ તરી આવ્યું. માતાજી! કેવું ચમત્કારિક સંબોધન!

હું મનમાં મનમાં જરા હસ્યો. પરંતુ સાથે સાથે એનો એ આશ્રમ એકવાર નજરે જોવાનું મને કુતૂહલ થઇ આવ્યું. હું બેભાન

બની પડયો હતો, ને એક દિવસ એણે મને રસ્તામાંથી ઉપાડી આણી પોતાના ઘરમાં રાખ્યો હતો એ યાદ આવ્યું. એ ઉપકારના બદલામાં મેં માત્ર એનું અપમાન કર્યું હતું.

મને કંઇક પસ્તાવો પણ થયો હશે. પૂછતાં માલમ પડયું કે હરદ્વારથી દહેરાદૂન બહુ દૂર નથી, ગાડીમાં આઠેક આનાની ટિકિટ થતી હશે. દિદિની બંગડી વેચેલી તેમાંથી મારી પાસે પૂરતા પૈસા વધ્યા હતા. તેથી વધારે વિલંબ કર્યા વગર, મારો બિસ્તરો ને પેટી બગલમાં મારી હું તરત જ ધર્મશાળામાંથી નીકળી ગયો.

તે વખતે આઠ વાગ્યા હતા. હરદ્વાર સ્ટેશને પહોંચ્યા પછી ખબર પડી કે પંદર મિનિટમાં ગાડી આવે છે.

દોઢેક કલાકમાં હું દહેરાદૂન સ્ટેશને પહોંચી ગયો. સ્ટેશનની બહાર અસંખ્ય ચાની દુકાનો નજરે પડી. ચાની સાથે સાથે કોઇ કોઇ જગાએ વીશી પણ ચાલતી હતી. ત્રણ આના ખરચી મેં એક જગાએ દાળ ભાત ને રોટલી ખાધાં, અને હું પાછો આવું ત્યાં લગી મારો બિસ્તરો ને પેટી પણ ત્યાં જ રાખ્યાં.

વીશીવાળાને માતાજીના આશ્રમ વિષે પૂછતાં તેણે હિંદુસ્તાનીમાં કહ્યું: 'ટપકેશ્વરના મંદિરની પાસે.'

ત્યાંથી નીકળીને સિવિલ લાઇન વટાવી આગળ ગયો તો એક વિશાળ મેદાન આવ્યું. મેદાનની સામે નાનાં મોટાં શિખરોવાળો પહાડ દિવાલની પેઠે ઊભેલો હતો. મેદાનની વચમાં થઈને પાકી સડક દૂર દૂર સુધી ચાલી જતી હતી.

એક જણને પૂછતાં તેણે કહ્યું: 'આ મેદાન પૂરું કરો કે ટપકેશ્વરનું મંદિર આવશે.'

મેદાન વટાવતાં અડધો કલાક થયો. પછી નદી આવી—નદી મોટી હતી, પણ પ્રવાહ સાંકડો હતો.—મોટા મોટા પથરાની સલાટો અહીંતહીં પડેલી હતી. નદી પાર કરતાં એક નાનો પહાડ આવ્યો. તેમાં એક મોટી ગુફા હતી—તેમાં ટપકેશ્વર મહાદેવનો વાસ હતો. એમના માથા પર મધપૂડાના જેવી એક વિશાળ શિલા લટકતી હતી, અને તેમાંથી ટપ ટપ કરતું પાણી પડતું હતું. પાણી ક્યાંથી આવે છે તેની હજી સુધી કોઈને ખબર પડી નથી. એ વિશાળ પથ્થરમાંથી એની મેળે પાણી નીકળે છે. લોકો એને દેવતાનું માહાત્મ્ય ગણે છે! એ અંધારી ગુફા દેવતાનું મંદિર છે. તેમાં કેટલાક જટાજૂટધારી સંન્યાસીઓ ધૂણી જગાવી બેઠા હતા. જાત્રાળુઓ જે કાંઈ મૂકી જાય તે પર તેમનો ગુજારો ચાલતો હતો. માતાજીના મંદિરનું ઠેકાણું ત્યાં કોઈને પૂછી લઈ એ અંધારી ગુફામાંથી હું બહાર નીકળ્યો. હાશ! અંધારામાં જીવ એવો ગભરાઈ ગયો હતો કે બહાર અજવાળામાં આવતાં હું હાશ કરી ઊભો રહ્યો.

થોડું ચાલ્યા પછી બે પહાડોની વચમાં એક વિશાળ સમથલ ભૂમિ દેખાઈ. એની એક બાજુએથી કોઈ નદીનો એક સાંકડો પ્રવાહ વહ્યો જતો હતો. નદીને કાંઠે વિવિધ ફૂલ ખીલ્યાં હતાં. તેની વચમાં એક નાનકડું મંદિર હતું, અને આજુબાજુ નાનાં નાનાં ઝૂંપડાં હતાં. દૂરથી કોઈ ચિત્ર જેવું દૃશ્ય દેખાતું હતું. એ જ માતાજીનો આશ્રમ!

બે ત્રણ ચઢાણ ઉતરાણ પાર કરીને હું તે ઉપત્યકામાં પહોંચ્યો કે મને એક પંજાબી જુવાનનો ભેટો થઈ ગયો. બલિષ્ઠ અને ગૌર એની કાયા હતી, ખડતલ એનો ચહેરો હતો. આંખોમાં જાણે સ્વપ્નાં ભર્યાં હતાં, માથા પર ભગવી પાઘડી હતી, ને પોશાક પણ ભગવો હતો. નદીકાંઠેથી તે ફૂલ વીણીને લઈ જતો હતો.

મને પરદેશી જોઈ તે ઊભો રહ્યો ને નમસ્કાર શુદ્ધ કરી બંગાળી ભાષામાં બોલ્યોઃ 'માતાજીનાં દર્શન કરવા આવ્યા છો શું?'

સામા પ્રણામ કરી મેં કહ્યુંઃ 'તમને કેમ ખબર પડી?'

તેણે કહ્યું: 'આ તરફ આશ્રમ સિવાય બીજું છે શું? કોઇ કોઈ વાર પરદેશી જાત્રાળુઓ અહીં માતાજીને પ્રણામ કરવા આવે છે. એટલે અનુમાન કર્યું કે તમે પણ તેવી જ રીતે અમારા આશ્રમમાં આવ્યા છો.'

'તમે આશ્રમમાં રહો છો, નહિ?'

યુવકે સવિનય જવાબ દીધો: 'જી. હા!'

મેં કહ્યું: 'પરંતુ આ ઉંમરે આપને વૈરાગ્ય કેવી રીતે આવ્યો! ઉંમરનું પણ કોઈ લક્ષણ હોય છે એટલું તમે માનો છો ને?'

તેણે કહ્યું: 'માનું જ છું. અને એટલે તો આશ્રમવાસી થયો છું.'

'એટલે?'

'એટલે તમે અમારા આશ્રમનો ઉદ્દેશ શું છે તે જાણતા નથી.'

જરા હસીને મેં કહ્યું: 'ના, નથી જાણતો. શું ઉદ્દેશ છે કહેશો?'

યુવકે કહ્યું: 'દેશની સેવા.'

'દેશની સેવા કરવા માટે તો કોંગ્રેસ છે. ત્યાં નામ નોંધાવી દીધું કે પત્યું.'

'દેશની સેવાનો અર્થ અમે દેશના અભાગી લોકોની સેવા એવો કરીએ છીએ. ગરીબને અન્ન, આપવું, રોગીને દવા દારૂ આપી તેની સેવા કરવી, અભણ લોકોમાં શિક્ષણનો પ્રચાર કરવો વગેરેને અમે દેશસેવા ગણીએ છીએ. પહેલાં તો ગરીબોને ખાતરી કરાવો કે એમના દેશવાસીઓ એમનાં દુઃખે દુઃખી થાય છે, અને એમની ચિંતા કરે છે; પછી એ લોકો દેશવાસીઓનું કહેવું માનશે, પછી કોંગ્રેસનો હેતુ સફળ થશે!'

મેં કહ્યું: 'પણ એમાં માતાજીનું શું કામ?'

બે હાથ જોડી કપાળે અડકાડી યુવકે કહ્યું: 'એવા શબ્દો મોઢે

ન આણશો. માનું શું કામ એ છોકરો કેવી રીતે કહે? સંસારને જેવી રીતે મા પોતાના સ્નેહસ્પર્શથી સજીવન કરી રાખે છે; તેવી રીતે સંસારની બહાર પણ જે મોટો સંસાર છે, તેને માની જરૂર છે. માતાજીનાં મુખનાં વેણ સાંભળી અમને પ્રેરણા મળે છે, અંતરમાં બળ જાગે છે—આ બધી જ એમની સૃષ્ટિ છે.'

વાતો કરતા કરતા અમે ધીમે ધીમે મંદિર તરફ આગળ વધતા હતા. મેં કહ્યું: તો તમારાં માતાજીને ખરચ ખૂબ થતું હશે, ખરું ને? એટલા રૂપિયા તેઓ કયાંથી લાવે છે?'

'કેમ? તેમનાં બાળકો પાસેથી. અહીં તેમની સેવામાં બસો બાળકો છે. એમાં કોઇ બેરિસ્ટર છે, કોઈ વકીલ છે, કોઈ દાક્તર છે, કોઈ સાહિત્યકાર છે, તો કોઈ સંગીત વિશારદ છે સૌએ પોતાની પાસે જે કંઈ હતું તે લાવીને માતાજીનાં ચરણમાં ધરી દીધું છે. તેઓ જરૂરિયાત પ્રમાણે ખરચ કરે છે. બધું જ અત્યારે આશ્રમની મિલકત ગણાય છે.'

આમ કહી તે યુવકે એકે એક નામ દઈ એક એક ઝૂંપડું બતાવવા માંડયું. નવાઇની વાત એ લાગી કે હિંદુસ્તાનના લગભગ બધાયે પ્રાન્તોના માણસો અહીં હતા, અને તેમાંના ઘણાખરા પ્રતિષ્ઠિત હતા. એક બે ગોરા પણ હતા.

મેં કહ્યું: 'તમારાં માતાજીના નસીબમાં સંતાનનું સુખ તો ઘણું સારું છે. વારૂ, ગમે તે કોઇ આવી રીતે સંતાન થવાનો લાભ લઇ શકે છે કે માત્ર શ્રીમંતોને માટે જ એ સગવડ છે?'

યુવકે કહ્યું: 'અહીં કોઈ ગરીબ નથી. એટલું જ નહિ, પણ અહીં જાતિભેદ પણ નથી—તોયે બધો આધાર માતાજી પર છે. સંતાનની પસંદગી તેઓ જ કરે છે. વળી અમારી ઘણી બહેનો પણ માતાજીની સેવામાં છે.'

એટલામાં મંદિરમાં શંખ ઝાલર વાગ્યાં.

મેં કહ્યું: 'હવે ઠાકુરજીનો ભોગ શરૂ થયો લાગે છે!'

યુવકે કહ્યું: 'ના, આજે અમારાં માતાજીનો જન્મોત્સવ છે—એમની પૂજા શરૂ થઈ. તેમણે સંન્યાસ ધારણ કર્યો—તે વાતને આજે બાર વરસ પૂરાં થયાં...ચાલો ઝટ, હમણાં પ્રાર્થના શરૂ થશે.'

આમ કહી મને સાથે લઈ તેણે મંદિરમાં પ્રવેશ કર્યો.

મંદિરના આંગણામાં પગ દેતાં જ હું ચમકી ગયો. સંન્યાસિની મંદિરની અંદર એક ઉચ્ચ વેદીની ઉપર બેઠેલી હતી. તેના ગળામાં ફૂલની માળા હતી, તેણે રેશમી ભગવું વસ્ત્ર પહેર્યું હતું, કપાળમાં ચંદનની અર્ચા હતી. એના બે પગ આગળ બે યુવક ઊભા હતા, ને એને ચામર ઢોળતા હતા. રૂપ અને રસથી પરિપૂર્ણ સંન્યાસિનીનું એ સ્વરૂપ મને એટલું સુન્દર લાગતું હતું કે હું તેનું વર્ણન કરી શકતો નથી. ચાર વરસ પહેલાં જે રૂપ મેં જોયું હતું તે આજે ચારગણું બની ગયું હોય એમ મને લાગ્યું!

સંતાનોનાં ટોળાંથી આંગણું ભરાઈ ગયું હતું. તેઓ હાથ જોડી એક સ્તવન પાઠ કરી, એક પછી એક માના ચરણમાં જઇને પ્રણામ કરવા લાગ્યા. સૌ પ્રણામ કરી રહ્યા પછી, સંન્યાસિનીએ ઊઠીને ઊભી થઇ, સંતાનોને આશીર્વચન કહ્યાં. પછી એક જલપાત્ર હાથમાં લઈ એક સંતાન માતાજીની સામે જઈને ઊભો. સંન્યાસિની સ્મિત હાસ્ય કરી પોતાના ડાબા પગનો અંગૂઠો એ પાત્રમાં બોળી, જેવી બેસવા ગઇ તેવી જ તેની નજર મારા ઉપર પડી. પલકમાં સંન્યાસિનીની નજર થંભી ગઈ. થોડીવાર પછી, ફરી સ્વસ્થતા પ્રાપ્ત કરી તે બેસી પડી.

એ દરમિયાન સંતાનો મહા આનંદપૂર્વક ચરણામૃત વહેંચવા લાગી ગયા હતા. મોઢે, હાથે, માથે ને શરીરે એ ચરણામૃત વારંવાર લગાડ્યા છતાંયે જાણે તેમને તૃપ્તિ થતી નહોતી. આ સૌભાગ્ય હમણાં જ મારી પાસે પણ આવી પહોંચશે એવું મને લાગ્યું. મારી આગળ ઊભેલા માણસના હાથમાં ચરણામૃત મૂકાતાં જ હું ત્યાંથી બહાર નીકળી ગયો.

પછી જે રસ્તે આવ્યો હતો તે રસ્તે મેં પાછા ફરવા માંડ્યું.

થોડે દૂર ગયો એટલામાં એક માણસ દોડતો આવી મને કહેવા લાગ્યો : 'તમને માતાજી બોલાવે છે.'

હું ચમકીને ઊભો રહી ગયો, બોલ્યો: 'મને?'

તે માણસે ફરી કહ્યું: 'હા, તમને.'

ઘડીક મને થયું, ન જાઉં. પણ પછી શી ખબર શું સમજીને હું તેની પાછળ ચાલ્યો.

તે મને લઇને ફરી મંદિરમાં ન ગયો પણ એક પાછલે બારણે થઇને સીધો માતાજીના ખાસ ઓરડામાં લઇ ગયો.

ઓરડો નાનો હતો, પણ સાફ અને સ્વચ્છ હતો. પાટ ઢાળેલી હતી, અને કીમતી સરસામાનથી સજાવેલો હતો. સામેની દિવાલ ઉપર સંન્યાસિનીનું એક તૈલચિત્ર લટકતું હતું.

હું એ ઓરડામાં દાખલ થયો, ત્યારે અંદર કોઈ નહોતું. પરંતુ પેલો માણસ મને ત્યાં બેસાડી, જેવો બહાર ગયો કે સંન્યાસિનીએ પ્રવેશ કર્યો. એનું રૂપ કલ્પનાતીત હતું. મોં પર અદ્દ્ભુત હાસ્ય હતું.

તેણે કહ્યું: 'તમે તો આવ્યા એવા ચાલ્યા જતા હતા કાંઈ!'

આનો મોંતોડ જવાબ આપવાનું મને મન થયું, પણ કોણ જાણે કેમ, મારા મોંમાંથી કઠોર શબ્દો નીકળી જ શક્યા નહિ.

મેં કહ્યું: 'હું ઘરબારી માણસ, સંન્યાસી થોડો જ છું? વધારે પડતો દંભ મારાથી કોઈ હિસાબે સહન થતો નથી!'

પરંતુ તે બિલકુલ ઝાંખી પડી નહિ. ઊલટું અનિમેષ નજરે મારી સામે જોઇ તે બોલી: 'ઘરબારી છો એટલે તમારો ક્રોધ કંઇક વધારે છે, પણ ઠંડા પડો તો સમજાય કે આ દંભ નથી. મેનકા પણ સાચી, અને માતાજી પણ સાચી!'

મેં કહ્યું: 'હશે, પણ મારું મન માનતું નથી.'

તેનો જવાબ ન દેતાં, આગળ બોલતી હતી તેના જ અનુસંધાનમાં તેણે કહ્યું: 'માણસના એક પદસ્ખલનની ઘટનાને જ શું તમે લોકો હમેશને માટે સાચી માન્યા કરશો? તે પછીની ભયંકર વેદનાઓ, યાતનાઓ, ને તપસ્યાઓ, શું એ એક પળના ઇતિહાસ આગળ તુચ્છ બની જાય છે? એનું શું કશુંયે મૂલ્ય તમારા મનથી નથી?...શાથી કહો છો કે તે દિવસનો ઇતિહાસ આજે જૂઠો પડી ગયો નથી?'

આ ઉત્તેજના ભરી અવસ્થામાં સંન્યાસિની અધિક સુંદર દેખાતી હતી. હું તેના એ લાલ મોં સામે મુગ્ધ નજરે તાકી રહ્યો, કંઈ જવાબ દઇ શક્યો નહિ. જરા શ્વાસ ખાઈ ફરી તેણે કહ્યું: 'તમે જુઓ છો કે આટલા બધા માણસો મારા પર પૂજ્યભાવ રાખે છે; તેઓ બધા જ કંઈ આંધળા નથી; પણ તેઓ બરાબર દેખતા છે. માત્ર એક તમને જ નથી ખબર પડી કે મારો પરિચય ક્યારનોયે બદલાઈ ગયો છે,—મેનકા માતાજી બની છે!'

મેં કહ્યું: 'બધું માનું છું, પરંતુ, માતાજી! હું પુરુષ છું, અને પુરુષ છું એટલે જ કદાચ પટણાના વજ્જેન વાગચીને, મેનકાના પતિને હજી પણ ભુલી શકતો નથી! વારૂ માતાજી, એક સવાલ મેં

તમને પહેલાં પણ પૂછ્યો છે, અને આજે પણ પૂછું છું. જીવનમાં ઘણી સ્ત્રીઓ મેં જોઈ છે, પરંતુ એમને શાની ઝંખના હોય છે, તેમને શું જોઇએ છે, શા વડે તેમની પિપાસા છીપે, તેની મને હજુયે ખબર પડતી નથી. તેમને શું જોઇએ છે, શાની તેમને ઝંખના હોય છે તે કહી શકશો?'

થોડીવાર ચૂપ રહી તે બોલી: 'સહાનુભૂતિની આંખે તમે કદી એમની સામે જોયું નથી, તેથી જ તમને એનો જવાબ મળ્યો નથી. તો પણ હું કહું છું, સાંભળો! નારી સૌથી વધારે પોતાને ચાહે છે, તેથી અનેકના પાસેથી સ્તુતિ, અનેકની પાસેથી પૂજા ન મળે તો એને તૃપ્તિ થતી નથી; અનેક દર્પણમાં પ્રતિબિંબિત થયા વગર જાણે રૂપ સાર્થક થતું નથી! તેને અનેકનો પ્રેમ જોઇએ છે, પૃથ્વીના તમામ પુરુષોની તેને પૂજા જોઇએ છે.'

હું તેનો આ સ્પષ્ટ ઉત્તર સાંભળી સ્તબ્ધ બની ગયો.

થોડીવાર ચુપ રહી મેં પૂછ્યું: 'પરંતુ જેઓ ઘરસંસારની ક્ષુદ્ર દિવાલોમાં જ આખું જીવન પૂરું કરે છે, પતિના પ્રેમથી જ જેઓ પોતાને સુખી માને છે, તેઓ શું સ્ત્રી નથી?'

સંન્યાસિનીએ જરા હસીને કહ્યું: 'તળાવ પણ જળ છે, સમુદ્ર પણ જળ છે. કોઈ તળાવમાં નાહીને ખુશ થાય છે, તો કોઇને સમુદ્ર જોઇએ છે. તેમ કેટલાક સ્ત્રીઓ પતિપુત્ર પરિવારનો સ્નેહ અને પૂજા પ્રાપ્ત કરીને પ્રસન્ન થાય છે, સંસારના કર્તવ્યમાં જ તેમને સુખ મળે છે. પણ કોઇક સ્ત્રીને વિશાળ કાર્યક્ષેત્રની જરૂર પડે છે, વિશ્વને પોતાના પગમાં નમાવ્યા વગર તેનું મન ભરાતું નથી—'

વધારે સાંભળવાની મારે જરુર નહોતી.

મેં જવા માટે પગ ઉપાડયો. પરંતુ માતાજી મારો રસ્તો રોકીને

ઊભી રહી. પછી મૃદુ છતાં સ્પષ્ટ સ્વરે તે બોલી : 'કેમ, ક્ષમા મળી મને ? કે હજી પણ આ પાપણીનો દંભ દુનિયામાં જાહેર કરી એની જૂઠી પ્રતિષ્ઠાનો નાશ કરવાનું મન છે ?'

તેની આંખો સામે જોઈ કંઈક મશ્કરી કરતો હોઉં તેમ મેં કહ્યું : 'ના, એ ભય નથી !'

'ભય ?'

રસ્તો છોડી દઈ તે હસી પડી. બોલી : 'તારો મને કદીયે ભય નથી !'

આ પહેલી જ વખત તેણે મને તું કહી બોલાવ્યો.

મેં કહ્યું : 'કેમ, હું શું એટલો બધો તુચ્છ છું ?'

'ના, પણ મેં તને જીતી લીધો છે. આજે નહિ, ઘણા દિવસ પહેલાં—ચંદ્રનાથમાં.'

એકાએક હું જાણે દેશ કાલ ને પાત્રનું ભાન ભૂલી ગયો.

તેનો હાથ મારા હાથમાં ખેંચી લઈ મેં કહ્યું : 'તમને ખબર હતી એ ?'

તેણે હાથ પાછો ખેંચી લીધો નહિ.

કેવળ શાંતિથી તે બોલી : 'હા, ખબર હતી. પણ એ ખબરને મે હવે મિથ્યા બનાવવી પડશે. તારે પણ તારો પરિચય બદલી નાખવો પડશે—જા, હવે તને વધારે નહિ રોકું.'

એક હાથ ઊંચો કરી નમસ્કાર કરવા તેણે કપાળે અડકાડ્યો. પછી ઝડપથી તે ઓરડામાંથી જતી રહી.

હું પણ બહાર આવ્યો.

વળી સામેનો પેલો રસ્તો, દૂરદૂર ચાલી જતો એ નિર્જન માર્ગ મને આંગળી ચીંધીને બોલાવવા લાગ્યો. કોણ જાણે એ રસ્તો ક્યારે પૂરો થશે !